પ્રકાશન નં. : ૯

# સ્ત્રી કેળવણી

: લેખિકા :

જનાબહ નેઅમત સિદ્દીકી (મિસર)



: અનુવાદક :

હસન ભડકોદ્રવી



પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (Guj-INDIA)

# ❀ અનુવાદકના બે બોલ ❀

નજર સમક્ષની પુસ્તિકા 'સ્ત્રી કેળવણી' એક આરબ લેખિકા જનાબહ નેઅમત સિદ્દકી-મિસરી કૃત 'અત્તબરુર્ઝ-જ'ના ઉર્દૂ અનુવાદ 'તરબિયતે નિસ્વાં'નું ગુજરાતી રૂપાંતર છે.

લેખિકાએ પોતાની પુસ્તિકામાં વર્તમાન યુગની ફેશન-ઘેલી મુસ્લિમ સ્ત્રીઓના સૌંદર્ય અને શણગારના પ્રદર્શન તથા પાશ્ચિમી સંસ્કૃતિ અને નગ્નતાનું ઈસ્લામી રોશનીમાં અવલોકન કર્યું છે. જ. નેઅમત સિદ્દકીએ પોતાના અફાટ દીની જઝબાને વશ થઈ, નીડરતાપૂર્વક બેપર્દગી, બેહયાઇ અને પશ્ચિમના અંધ અનુકરણની કુર્આન અને હદીસના પ્રકાશમાં બિલ્કુલ ચોખ્ખા અને સ્પષ્ટ શબ્દોમાં ન જ માત્ર ચકાસણી અને ઝાટકણી કરી છે, બલકે એને અપનાવવાથી મુસ્લિમ સમાજ અને સંસારમાં ભાવિમાં જન્મનાર દૂષણો અને દુર્ગુણો તરફ પણ અંગુલી નિર્દેશ કર્યો છે.

'અત્તબરુર્ઝ' ('સ્ત્રી કેળવણી' જેનો અનુવાદ છે) મિસરી લેખિકા તરફથી પોતાની બહેનોની સેવામાં એક અનમોલ 'ભેટ' છે. આશા છે મુસ્લિમ ખાતૂનો પોતાની બહેનપણીની આ મહામૂલી ભેટને સ્વીકારશે, આવકારશે અને અપનાવશે.

દુઆનો અભિલાષી,<br>
હસન ભડકોદ્રવી

પ્રકાશન વિભાગ<br>
દારુલ ઉલૂમ ભરૂચ,<br>
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨<br>
તા. જિ. ભરૂચ (ગુજરાત-ઈન્ડિયા)



# પ્રસ્તાવના

મારા માટે આ વાત અતિ અસહ્ય છે કે આજે મિસરી સ્ત્રી અપમાન, ઝિલ્લતી અને તુચ્છતાની એટલી હદે પહોંચી ગઇ છે કે તે સડકો, ધોરી માર્ગો, કલબો અને જાહેર જગાઓમાં પોતાના શરીરનું શરમજનક પ્રદર્શન કરી રહી છે. હું આ પણ નિહાળું છું કે સમાજના સર્વ લોકો આ ફિત્નાફસાદથી આંખ મિચામણા કરી રહ્યા છે, બલકે એને ગર્વપાત્ર અને ગૌરવરૂપ સમજે છે અને કદી વિચારતા નથી કે આ ફિત્નો સમાજને અલ્લાહ તઆલા અને કુર્આન સાથે કુફ્ર, નાફરમાની, ગુમરાહી અને ભ્રામકતાની કેવી અથાગ ગર્તાઓમાં હડસેલી મૂકશે. આ ફિત્નાના પરિણામ-રૂપે નિ:શકપણે એવી ભયાનક અને વિનાશકારક ઘટનાઓ સર્જાશે જે સકળ સમાજને પોતાની લપેટમાં લઇ લેશે. એનાથી માત્ર તે જ લોકો બચી અને ઉગરી શકશે, જેઓ

આ દૂષણોથી લોકોને રોકે અને ટોકે છે.

મેં જ્યારે પરિસ્થિતિ અને સંજોગોના આ જીવલેણ તોફાનને જોયું તો અલ્લાહના અઝાબના ખૌફ અને તેની રઝામંદીને નજર સમક્ષ રાખી આ બુરાઈ અને નગ્નતા વિરુદ્ધ જિહાદ જગાવવા માટે પોતાની અશક્ત કલમ ઉઠાવી યથાશક્તિ સત્ય વાત પહોંચાડવાનો દૃઢ સંકલ્પ કરી લીધો.

મેં જ્યારે સ્ત્રીઓના સૌંદર્ય અને રૂપના પ્રદર્શનની નિતનવી રીતો, પુરુષોની એના પર ખામોશી અને ખુશી તથા એ બન્નેવની બેહયાઇ નિહાળી તો એ અતિ ભયાનક, બીભત્સ, નિર્લજ્જ અને અશ્લીલ (ખરાબ) દૃશ્યો જોઇને મારા ગમ અને ગુસ્સાનો જવાળામુખી ફાટી પડયો અને આ શબ્દો નથી, જેને હું કાગળની સપાટી પર વિખેરી રહી છું; બલકે ગમ અને ગુસ્સાની આગથી સળગતા અંગારા છે.

મેં જ્યારે આ સખત વાકયો, કડક શબ્દો અને ખુલ્લી તથા ચોખ્ખી વર્ણનશૈલી પર વિચાર કર્યો તો મારા દિલમાં એ ખ્યાલ ઉદ્ભવ્યો કે આ સખત અને કડક વાણીને હળવી કરી દઉં; પરંતુ જ્યારે મેં જોયું અને અનુભવ્યું કે સમાજ આજે ગફલત, મનેચ્છાઓ અને હરામ લિજ્જતોના બેકિનાર અને ગહન સમંદરમાં ડૂબી રહ્યો છે તો પછી હિમ્મત કરી કટિબદ્ધ થઇ ગઇ અને મક્કમ ઇરાદો કરી લીધો કે જેમણે પોતાના નગ્ન શરીરોને હયાના પોશાકથી ઢાંકયા નથી, તેમના સમક્ષ બિલકુલ ખુલ્લા અને ચોખ્ખા શબ્દોમાં જ વાત કરવી જોઇએ. અણસારો–ઇશારાઓ અને સંકેતોથી કામ લેવું જોઇએ નહિ. બેશર્મ લોકોને કંઇ કહેવામાં શર્મ કરવી

જોઇએ નહિ, પરવા રાખવી જોઇએ નહિ.

આશ્ચર્ય છે કે ગુનેહગારો ગુનાહ અને બેહયાઇ કરતી વખતે તો શર્મ ન અનુભવે, પણ આપણે એને લખતી કે વાંચતી વખતે કષ્ટ અને શર્મ અનુભવીએ ?! પાતળાં અને નગ્ન કપડાં પરિધાન કરનારી સ્ત્રીઓને તો ખરાબ ન સમજીએ, પણ એની ઝાટકણી અને બુરાઇ કરવાવાળાઓને ખરાબ સમજીએ ?! ચોરને ચોર કહેવાથી તો સંકોચ અનુભવીએ અને ચોર ચોરી કરવાથી સંકોચ ન અનુભવે અને એને ચોર કહેવામાં આવે તો એ નારાઝ થાય ?! ખરાબીઓને અટકાવવા માટે નસીહત કરવાથી સૂગ અને નફરત કરીએ, પણ ખરાબીઓ કરવાથી નફરત ન કરીએ ?!

આ હકીકત ભલે કડવી અને દર્દનાક છે, પરંતુ શું આ યોગ્ય છે કે આપણે એનાથી આંખો મીંચી જઇએ, જેથી આપણને એ ખરાબ અને અજુગતી ન લાગે ? અથવા આપણા પર આ જરૂરી છે કે મક્કમતાથી આ અજ્ઞાનતાનો સામનો કરીએ, એના નુકસાનોથી સમાજને ઉગારી લઇએ ?

શું આ બુદ્ધિ અને અકલમંદી છે કે આપણે દવા એટલા માટે ન પીએ કે તે કડવી છે અથવા તકલીફની બીકે ગૂમડાંને ગંદા તત્ત્વોથી સાફ ન કરીએ ? કદાપિ નહિ; બલકે મુનાસિબ એ છે કે નશ્તર લગાડાવી ગૂમડાંનું સારી રીતે ઓપરેશન કરાવીએ; બલકે જરૂરત પડે તો લોખંડ વગેરેથી ડામ દેવામાં પણ પીછેહઠ ન કરવી જોઇએ અને આપણા ઉપર એ પણ જરૂરી છે કે સબ્ર અને ધીરજની વસિય્યત કરીએ. શકયત: સત્ય વાતને દિલોમાં ઊતારવાનો પ્રયાસ કરીએ કારણ કે નસીહત, દા'વત અને

ઉપદેશથી વધુ પવિત્ર અન્ય કોઇ જવાબદારી નથી. જેનો અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આદેશ આપ્યો છે અથવા માનવતા પર માયા અને દયા જેનો તકાદો કરે છે.

તુચ્છ અને ક્ષણભંગુર દુનિયા ખાતર તમે બહાદુરી અને શૌર્યતાના જવહર બતાવો છો ? એક ઇંચ જમીન માટે તમે મરી ફીટવા અને રક્તભીની ક્રાંતિ સર્જવા તૈયાર છો ? ! પરંતુ અફસોસ કે મઝહબ જેવા મહત્વંત અને પવિત્ર કાર્યને વિકાસશીલ બનાવવા તમારી પાસે આળસ, પ્રમાદ અને ગફલત સિવાય બીજું કશું જ નથી ? !

મુસલમાનો ! જેઓ ઇસ્લામી પ્રતિકોનું અપમાન કરે તેના પ્રતિકાર અને પ્રત્યુત્તર માટે તૈયાર રહો. જે ઇસ્લામી ચારિત્ર્યની અવહેલના અને અવગણના કરે તેનો બહિષ્કાર કરો. બેશર્મી અને નગ્નતાના આ ચેપી રોગ વિરુદ્ધ યુદ્ધનું એ'લાન કરો, આ રોગ કોલેરા માફક દિન-પ્રતિદિન ફેલાતો અને વધતો જ રહે છે. એવા સંજોગોમાં મૂક પ્રેક્ષક બની બેસી રહેવાનો શો અર્થ ? તમારી આજુબાજુ જીવંત લાશોના ઢગ ખડકાઇ રહ્યા છે અને તમે હાલતા પણ નથી ? ! આ તમારી ગયરત અને હિમ્મયતને શું થઇ ગયું છે ? ઉઠો, પોતાના પાલવોથી સુસ્તી અને નિર્બળતાને ખંખેરી નાંખો, મુસ્લિમ સમાજને દૂષણો અને દુર્ગુણોથી પાક સાફ કરી એક 'આદર્શ સમાજ'માં ફેરવી આપો.

—નેઅમત સિદ્દીકી (ભમસર)

(અસલ પ્રસ્તાવના પરથી ટૂંકાવીને)

# સ્ત્રી કેળવણી

## સૌંદર્ય અને ખૂબસૂરતીનો દેખાવ કરવો :

કુર્આને હકીમમાં સ્ત્રીઓના પરાયા પુરુષો સામે શૃંગાર કરીને નીકળવા માટે 'અત્તબર્રુજ'નો શબ્દ વપરાયો છે, જેનો અર્થ ખૂબસૂરતી, સૌંદર્ય અને મુખ તથા શરીરના શણગારના અવયવોને જાહેર કરવું એવો થાય છે. જેમ કે ઇમામ બુખારી (રહ.) ફરમાવે છે :

['અત્તબર્રુજ આ છે કે સ્ત્રી પોતાના શણગારના અવયવોને જાહેર કરે.']

રૂપ અને સૌંદર્યને જાહેર કરવાના નુકસાનોથી સમાજને સુરક્ષિત રાખવા માટે, સ્ત્રીઓના શરીરોને નગ્નતાથી બચાવવા માટે, ફિત્ના-ફસાદ, ધાંધલ-ધમાલથી હિફાઝત માટે, શરમ તથા પાકદામની અપનાવવા માટે, પુરુષોના દિલોને ધોકાની પ્રપંચ જાળમાં ફસાવાથી બચાવવા માટે અલ્લાહ તઆલાએ સ્ત્રીઓને પરાયા-અજાણ પુરુષો સામે પોતાની ખૂબસૂરતી અને સૌંદર્યતાનું પ્રદર્શન કરવાની મનાઇ ફરમાવી છે. કારણ, અલ્લાહ તઆલા માનવની નબળાઇઓ અને યૌવનની તબાહકારીથી સુપેરે વાકેફ છે. તો હે મુસલમાન બહેનો ! જો તમારા દિલોમાં ઈમાન અને ઇસ્લામની થોડી પણ જાન છે તો અલ્લાહ તઆલાના નીચે ટાંકેલ આદેશોને ધ્યાનપૂર્વક સાંભળો :

'અને (હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ ઈમાનવાળી સ્ત્રીઓને કહી દો કે તેણીઓ પોતાની નજરને નીચી રાખે અને પોતાના ગુપ્તાંગોની હિફાઝત કરે અને પોતાના શણગાર (ના અવયવો)ને જાહેર ન કરે; પરંતુ જે ભાગો એમાંથી (લાચારીએ) ખુલ્લા રહે છે અને તેણીઓને જોઇએ કે પોતાની ઓઢણીઓને પોતાની છાતીઓ પર નાખી રાખે અને પોતાના શણગાર (ની જગાઓ)ને જાહેર થવા ન દે; પરંતુ પોતાના પતિઓ આગળ અથવા પોતાના પતિના પિતા અથવા પોતાના પુત્રો અથવા પોતાના પતિના પુત્રો અથવા પોતાના ભાઇઓ અથવા પોતાના ભત્રીજાઓ અથવા પોતાના ભાણેજોની આગળ અથવા પોતાની (સહધર્મી) સ્ત્રીઓ અથવા પોતાની નોકરડીઓ અથવા પુરુષોમાંથી તે કામકાજ કરનારાઓ (નોકરો) જેમનું શહવત તરફ કંઇ જ ધ્યાન ન હોય, (જેમકે) વૃદ્ધ, નપુંસક, ગાંડો) તેમની આગળ અથવા એવા બાળકો જેમને હજુ સ્ત્રીઓના ભેદની માહિતી નથી અને તેણીઓ (ચાલવામાં) પોતાના પગ એવા જોરથી ન મૂકે કે જેથી તેણીઓનું છૂપું ઘરેણું જણાઇ આવે, તમે સૌ મળીને અલ્લાહ તઆલા સમક્ષ તૌબા કરો કે જેથી તમે ભલાઇ મેળવો.' (સૂ. નૂર)

જાણી લેવું જોઇએ કે આયત "જોઇએ કે તેણીઓ પોતાની છાતીના ભાગ પર પોતાની ઓઢણીઓ નાખી લે"માં ખિમારથી મુરાદ પ્રત્યેક તે ચીજ છે, જે માથાને છૂપાવી લે, ચાહે તે ઓઢણી હોય કે દુપટ્ટો અને જુયૂબ એ જૈબનું બહુવચન છે અને જૈબ છાતીને કહે છે. તો હે મુસલમાન બહેનો ! તમારે સારી પેઠે જાણી લેવું જોઇએ અને બિલકુલ ગાફિલ ન રહેવું

જોઇએ કે અલ્લાહ તઆલાએ પ્રત્યેક મો'મિન સ્ત્રીને માત્ર માથું જ નહિ; બલકે ઓઢણી સાથે છાતી અને ગરદનને પણ છુપાવવાનો આદેશ આપ્યો છે અને ઉપરોક્ત આયત શરીફ પરદો વાજિબ હોવાની પ્રત્યક્ષ દલીલ છે. પરદો પણ તે જે માથા અને છાતીને સંપૂર્ણપણે છુપાવી લે. જે સ્ત્રીએ પર્દો ન અપનાવ્યો અથવા માથા કે છાતીને નગ્ન કરી લીધા તો તેણે જાણે અલ્લાહ તઆલાના આદેશોનું સન્માન ન જાળવ્યું; બલકે તેની ગણના તે નાફરમાન સ્ત્રીઓમાંથી થશે, જે અલ્લાહના ગુસ્સા અને અઝાબને પાત્ર છે.

મુસલમાન બહેનો! "પોતાના શણગાર (ના ભાગો)ને જાહેર ન કરો."–આયતના આ ટુકડા પર મનન કરો, વિચારો, એમાં કોઇ એક અવયવને ખાસ કરાયો નથી અને ન માત્ર કપડાંઓનો શૃંગાર મુરાદ છે; બલકે આ વાક્ય અતિ સ્પષ્ટ રીતે બતાવે છે કે પ્રત્યેક તે ભાગ જેમાં ઝીનત હોય અને જેના લઇ ફિત્નામાં સંડોવાય જવાનો ભય હોય, એને છુપાવવું જરૂરી છે. હકીકી મો'મિન અને મુત્તકી સ્ત્રી તે જ છે, જે શક્તિ હોવા છતાં ય માત્ર અલ્લાહ તઆલાની બીક અને ખૌફના કારણે નગ્નતા અપનાવતી નથી અને ન તો ખૂબસૂરતીને જાહેર કરે છે.

પ્રત્યેક તે વસ્તુ ઝીનત છે, જે ખૂબસૂરતી અને સૌંદર્યમાં વધારો કરી આપે. સારા સારા વસ્ત્રો, ઉમદા ઘરેણાં, કિંમતી આભૂષણો અને મેકપ જ ઝીનત નથી; બલકે સૌથી મોટી ઝીનત તો માનવ-શરીર, અવયવોની સમતા અને પ્રાકૃતિક રૂપ–સૌંદર્ય છે.

અલ્લાહ તઆલાએ જ્યારે આ આયતે શરીફહ ઊતારી ત્યારે તે સારી પેઠે જાણતો હતો કે અમુક સ્ત્રીઓ ઓઢણીઓ જ એટલી સુંદર અને પાતળી ઓઢશે, જે પોતે ઝીનત અને ફિત્નાનું કારણ બનશે. સ્ત્રીઓ તેને માત્ર પોતાના સૌંદર્ય અને ખૂબસૂરતી માટે જ વાપરશે. જેમકે સામાન્ય રિવાજ છે કે કદિ ઓઢણીઓને ડાબી અને જમણી બાજુ લટકાવવામાં આવે છે. કદિ તેમને શણગારવામાં આવે છે. કેટલીકવાર સ્ત્રીઓ ઓઢણીઓ પણ ઓઢે છે અને સાથે જ પોતાના ચમકદાર વાળોને પોતાની પેશાનીઓ પર લટકાવી લે છે અથવા વાળોને તાજ માફક માથા પર ગૂંથી લે છે, એટલે સુધી કે પ્રેક્ષકો માટે ઓઢણીઓ જ ઝીનતનું સાધન બની જાય છે; પરંતુ તેમણે ચાદરો, ચૂંદડીઓ, ઓઢણીઓ અને પર્દાને લાગતી-વળગતી બીજી ચીજોને આ પ્રમાણે હાસ્યાસ્પદ બનાવીને પણ એ ખ્યાલ કરી લીધો છે કે તેણીઓ અલ્લાહ તઆલાના આદેશનું પાલન કરી રહી છે અને તેના ઇર્શાદને અમલમાં મૂકવા પર્દો કરી રહી છે, આ પ્રકારનો ધોકો ખાધેલ સ્ત્રીઓએ જાણી લેવું જોઇએ કે એમના દિલોમાં ખૂબસૂરતી અને સૌંદર્યને જાહેર કરવાની જે ઇચ્છા છે, તેને અલ્લાહ તઆલા સારી પેઠે જાણે છે અને એમના દિલોમાં જે આ વાત સમાયેલી છે કે તેણીઓ આ પ્રમાણે ધોકો અને ચાલમાં સફળ રહેશે, અલ્લાહથી આ વાત પણ છૂપી નથી. બસ, યાદ રાખો કે પર્દાની સાથે સાથે આ વાતની પણ સખ્ત જરૂરત છે કે ખૂબસૂરતી અને સૌંદર્યના કોઇ પણ પ્રકારને કદાપિ જાહેર કરવામાં ન આવે.

પછી અલ્લાહ તઆલાના ઇર્શાદ "અને તેણીઓ

(ચાલવામાં) પોતાના પગ એટલા જોરથી ન મૂકે કે જેની(ઝણકાર)થી તેણીઓનું છૂપું ઘરેણું જણાઇ આવે."–પર એકચિત્તે વિચારો કે અલ્લાહ તઆલા કેટલી તાકીદ સાથે ઝીનતને છૂપી રાખવાનો આદેશ આપે છે અને આ વાતની કેટલી સખ્તાઇથી મનાઇ ફરમાવે છે, જેનાથી ઝીનત જાહેર થવાનો લેશમાત્ર પણ ભય હોય. અલ્લાહ તઆલાએ જેવી રીતે જમીન પર જોરથી પગ મૂકવાની મનાઇ ફરમાવી છે, જેથી છૂપા ઘરેણાં જણાઇ ન આવે, એ જ પ્રમાણે તે લિબાસ પરિધાન કરવાની પણ મનાઇ છે, જેનાથી ઘરેણાં અને શરીરના અવયવો આરપાર દેખાતા હોય, બલકે અલ્લાહ તઆલાએ તો પોતાના પયગમ્બરની પવિત્ર બીવીઓને જેઓ મોઅ્‌મિન અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આજ્ઞાપાલક અને તહજ્જુદ ગુઝાર હતી, હુકમ આપ્યો :

['માટે (પર પુરુષ સાથે) તમે કોમળતાથી વાત ન કરો કે જેથી જે લોકોના દિલોમાં (બદીનો) રોગ છે, તેઓ લલચાવા લાગે.'] – ખાસ (સૂ. અહઝાબ)

જાણે અવાજની સુંદરતા, કોમળતા, આકર્ષણ અને વાંકાપણું પણ 'તબર્રુજ' અર્થાત્ ખૂબસૂરતી અને સૌંદર્યના દેખાવમાં શામેલ છે અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઇર્શાદ છે :

['જ્યારે સ્ત્રી ખૂશ્બૂ લગાવીને નીકળે તો તે ઝાનિયહ (વ્યભિચારી) છે.'] – ખાસ

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન ખાસ વિચાર માંગી લે છે. આપના ફરમાનનો ભાવાર્થ એ છે કે ખૂશ્બૂ લગાવીને નીકળવું, જેથી એની સુગંધથી પ્રભાવિત થઇને લોક તેણી તરફ જુએ. આ પણ સૌંદર્યનો દેખાવ કર્યો કહેવાય. ખૂશ્બૂ વડે લોકોને પોતાના તરફ આકર્ષી ઝિના–વ્યભિચારનું આમંત્રણ આપનારી, જાણે ઝિનાયા છે.

એ જ પ્રમાણે હઝરત ઉમ્મે સલમા (રદિ.)થી રિવાયત છે કે હઝરત અસ્માઅ બિન્તે અબૂબક્ર (રદિ.) એક વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસે આવ્યાં અને તેમણે બારિક–સૂક્ષ્મ કપડાં પરિધાન કર્યાં હતાં. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને જોયા તો મુખ મુબારક બીજી તરફ ફેરવી લીધું અને ઇર્શાદ ફરમાવ્યો કે, 'અસ્માઅ ! જ્યારે સ્ત્રી જવાન થઇ જાય તો એના શરીરમાંથી ચહેરા અને હાથો સિવાય બીજું કંઇ નજર ન આવવું જોઇએ.'

અલ્લાહ તઆલાએ સ્ત્રીઓ માટે ચહેરા અને હાથોને ખુલ્લા રાખવાની એ શર્તે છૂટ આપી છે કે તેમને શણ–ગારવામાં ન આવે. જો સ્ત્રી મુખ પર મેકપ કરે અથવા પોપટા–પલકો, ભંવ અને હોઠ વગેરેને રંગે તો પછી પોતાના મુખના સૌંદર્યને પર્દા વડે છુપાવવું ફર્ઝ છે. એ જ પ્રમાણે જો તે પોતાના હાથની હથેળીઓ અને નખોને શણગારશે તો પછી હાથોનો પર્દો પણ વાજિબ થઇ જશે. કારણ, અલ્લાહ તઆલાનો ઇર્શાદ છે :

"પોતાના શણગાર (ના અવયવો)ને જાહેર ન થવા દો."

હે બુદ્ધિવાનો ! અલ્લાહની આ આયત પર મનન કરો, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈર્શાદોને નજર સમક્ષ રાખો અને એનાથી જે હિકમત, મર્મ, અદબ અને સખત સાવચેતી શીખવવાનો હેતુ છે, એને પણ ધ્યાનમાં રાખો. આ નગ્નતા-બેપર્દગીથી બચો, જે અપમાન અને વિનાશની ઊંડી ગર્તામાં ઘસેડી લઈ જાય છે. સ્ત્રીને આ કેટલો સુંદર અદબ શીખવવામાં આવ્યો છે કે એના સૌંદર્ય અને રંગ-રૂપથી માત્ર એના પતિની જ આંખો ફાયદાવંત થવી જોઈએ. એની મીઠી વાતચીતથી માત્ર એના પતિના કાનો જ લાભવંત થવા જોઈએ. એની મહેકથી કેવળ એના પતિની નાક જ સુગંધી થવી જોઈએ અને એના વિચારોમાં-કલ્પનાઓમાં ફક્ત એના પતિનું જ વ્યક્તિત્વ સમાવવું જોઈએ. માત્ર અને એકમાત્ર આ જ સૂરતમાં તે સુહાગ અને પાકદામનીની હિફાઝત કરી શકે છે અને દુષ્ટ લોકોની ખરાબ નજરોથી બચી શકે છે.

જ્યારે લોકો આ સન્માર્ગે પાછા ફરશે અને અલ્લાહ હકીમ અને અલીમના આદેશોની ગુપ્ત હિકમતને સમજવા લાગશે તો તેઓ જાણી લેશે કે અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓને માત્ર એ જ વાતથી રોકયા છે, જે એમના માટે અતિ નુકસાનકારક હતી અને માત્ર એ જ વાતનો હુકમ આપ્યો છે, જે એમના માટે ખૈર અને બરકતનું કારણ હતી, કારણ કે અલ્લાહ તઆલાનો આ જ ઇરાદો છે કે તે અમારી હિફાઝત ફરમાવે અને પોતાની શરીઅત તેમ જ પોતાના મુબારક આદેશો સાથે પોતાની કેળવણીનો સામાન ફરાહમ કરે.

આસ્ત્ર- સ્ત્રીઓનો પરાયા મર્દો સામે ખૂબસૂરતી, સૌંદર્ય, શોભા અને ઝીનતનો દેખાવ હળાહળ ગુમરાહી છે, બલકે આ તો તે અંગારો છે, જેને જોઈને માનવીય દિલોમાં પાશવી વાસના અને શહવતના છુપા જઝબાઓ ભડકી ઉઠે છે. ઠીક એ જ પ્રમાણે જેવી રીતે ભોજનને જોવા અને એની ખુશ્બુ સૂંઘવાથી ભૂખ લાગે છે. આંખ શહવતને એડ લગાવે છે અને દિલ પણ માત્ર એ વાતની જ તમન્ના કરે છે, જેને આંખ રજૂ કરે છે. એ જ કારણસર અલ્લાહ તઆલાએ મો'મિનોને નજર નીચી રાખવાનો આદેશ આપી ફરમાવ્યું; 'અને તેઓ પોતાના ગુપ્તાંગો (શર્મગાહો)ની પણ હિફાઝત કરે.' એ જ પ્રમાણે મો'મિન સ્ત્રીઓને પણ નજર નીચી રાખવાનો હુકમ આપી ફરમાવ્યું; 'અને તેણીઓ પોતાની શર્મગાહોની હિફાઝત કરે.' કારણ કે નજર ઝિના માટે સંદેશ પહોંચાડવાનું કામ પૂરું પાડે છે.

કોણ જાણે લોકોને શું થઇ ગયું છે કે તેઓ પ્રમાદ, ગફલત અને બેહોશીના નશામાં ચકચૂર બની પોતાના જ દિલોને ધોકો આપી રહ્યા છે અને કહે છે કે શોભા અને ઝીનતનો દેખાવ તો મા'મૂલ (કાર્યનીતિ) બની ગયો છે. એણે તો રસ્મ-રિવાજનું સ્વરૂપ ધારણ કરી લીધું છે. એની અખ્લાક અને આદતો પર કોઇ અસર પડતી નથી. એનાથી જઝબાઓ અને ખ્વાહિશો ઉભરતી નથી અને એનાથી લિજ્જત–પરસ્તીની આગ પણ ભડકતી નથી. જો આ લોકો થોડી સમજ અને બુદ્ધિથી કામ લે તો તેઓ જાણી લેશે કે નિઃશંક, આ વિચાર બિલકુલ બાતિલ અને અશક્ય છે. કારણ પુરુષ પુરુષ છે અને સ્ત્રી સ્ત્રી. આ બંને જાતિ વચ્ચે

પારસ્પરિક આકર્ષણ એક સ્વાભાવિક અને પ્રાકૃતિક વાત છે. જે કદી ઓછું થયું નથી અને કદી ઓછું થશે પણ નહિ. આ આકર્ષણ તો એક એવી વસ્તુ છે, જે નસે નસમાં પ્રસરી જાય છે અને બન્ને જાતિઓમાંથી દરેકમાં ફિત્રી (પ્રાકૃતિક) આકર્ષણ અને જાતીય વિચારોને જાગૃત કરી આપે છે. ખૂન વિવિધ સ્નાયુઓથી હારમોની રજકણો પ્રાપ્ત કરીને, તેમને દિમાગ અને કરોડરજ્જુ તરફ પહોંચાડે છે, જેનાથી જાતીય ઇચ્છા-વાસનાભૂખ ભયાનક સ્વરૂપ ધારણ કરે છે.

દરેક શરીરનો પ્રત્યેક અવયવ પોતાની વિરુદ્ધ જાતિના એ જ અવયવથી મળતાપણું રાખવા છતાંય ઘણો જ વિભિન્ન અને જુદો છે. એ જ કારણ છે કે સ્રીના શરીરની રચના, રંગરૂપ, સૂરત, અખ્લાક, આદતો, આચાર-વિચાર અને આકર્ષણથી સ્રીત્વના ગુણો જાહેર થાય છે. જેમ કે પુરુષના શરીર, શકલ-સૂરત, કાર્યો અને આકર્ષણથી પુરુષત્વના ગુણો ટપકે છે. આ તો પ્રાકૃતિક અને સ્વાભાવિક વાત છે, જે સદીઓથી ચાલી આવે છે અને અંત સુધી બાકી રહેશે :

'શું તે એક વીર્યબિંદુ (ની સૂરત)માં ન હતો ? જે ગર્ભાશયમાં ટપકાવવામાં આવ્યું હતું. પછી તે લોહી (માંસ)નો લોચો બન્યો. પછી (અલ્લાહે) તેને (મનુષ્ય) બનાવ્યો તો યોગ્ય અવયવો બનાવ્યાં. પછી તે (માનવી)ની બે જાતિ બનાવી : નર અને નારી.' (સૂ. કિયામહ)

'અલ્લાહ તઆલાની ફિત્રતને, જેના પર તેણે લોકોનું સર્જન કર્યું છે, (પકડી રાખો) અલ્લાહની સર્જિત વસ્તુને બદલવી ન જોઇએ.' (સૂ રૂમ)

'તો આપ અલ્લાહના નિયમને કદી બદલાતો નિહાળશો નહિ અને (એવી જ રીતે) અલ્લાહના નિયમને કદી ટળતો નિહાળશો નહિ.' (સૂ. ફાતિર)

અલ્લાહ તઆલાએ મો'મિન પુરુષો અને સ્ત્રીઓને તે કાર્યોથી અળગા રહેવાનો હુકમ આપ્યો છે, જે મનેચ્છાઓ-ખ્વાહિશોને ભડકાવે છે અને ઝિનાની માત્ર મનાઇ જ નથી ફરમાવી, બલકે ઝિના સુધી પહોંચાડનાર દરેક કાર્યો અને વાતોની પણ ઘણાં જ સખ્ત શબ્દોમાં મનાઈ ફરમાવી, જેમકે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

"અને ઝિનાની આજુબાજુ પણ ન ભટકો."
(સૂ. બની ઇસ્રાઇલ)

અલ્લાહ તઆલાના આ આદેશનો ભાવાર્થ એ છે કે, મુસલમાન પુરુષો અને સ્ત્રીઓ પર ખરાબ કાર્યો અને બેહયાઇ (નિર્લજ્જ)ની વાતોથી બચવુ જ વાજિબ નથી; બલકે એ પણ વાજિબ છે કે પ્રત્યેક એવી વાતથી બચે જે ઝિના તરફ લઇ જનાર હોય. જેમકે ગેરમહરમ (જેમની સાથે નિકાહ જાઇઝ હોય) સ્ત્રીઓ તરફ જોવું, એમની સાથે વાતચીત કરવી અને મેળ-મેળાપ રાખવો પણ હરામ ઠરાવ્યો છે, જેથી જઝબાઓ, વાસનાઓ અને મનેચ્છાઓ ઉભરવા ન પામે અને અલ્લાહ તઆલાનો આ આદેશ બુદ્ધિ, મર્મ

અને હિકમત પર અવલંબિત છે, મવકૂફ છે...જે માણસ ઊંડા ખાડાના કિનારે ઊભો હોય તો ભય રહે છે કે તે એમાં પડી જશે, ડૂબી જશે. એ જ પ્રમાણે જે ઘણા જ વિશાળ સમુદ્રના તીરે ઊભો હોય તો ભીતિ રહે છે કે ઉછાળા મારતાં મોજાંઓ તેને પોતાના વહેણમાં વહાવી લઇ જશે. તેનું જીવંત સલામત રહેવું અશક્ય અને અસંભવિત બની જાય છે. ભલે, તેના હાથોમાં કેટલીયે શક્તિ કેમ ન હોય અને તેને તરવાની કેટલીયે પ્રેકટીશ કેમ ન હોય. જોત-જોતામાં સમદરની ખૂની લહેરો તેને આરોગી જશે. જઝબા, વાસના અને મનેચ્છાઓના કિનારે ઊભા રહેનારાઓની પણ આવી જ હાલત અને દશા થાય છે.

જ. શેખ મુહંમદ ગિઝાલી (રહ.)ની વાત કેટલી સુંદર, હિકમતપૂર્ણ અને બુદ્ધિમય છે કે જ્યારે આપણી આ વાત પર એક મત થયો કે કોલેરા વિનાશકારક રોગ છે અને એના ચેપી હોવા વિષે પણ આપણે મતભેદના શિકાર નથી, પરંતુ આશ્ચર્ય છે કે આપણે આ વાત પર તો સહમત થઈએ કે ઝિના બદકારી અને ખરાબ વસ્તુ છે; પરંતુ ખૂબસૂરતી અને સૌંદર્યના દેખાવ તથા આઝાદી અને બદચલણી જેવા કાર્યોના હરામ હોવા પર સંમત ન થઇએ, જે ઝિના સુધી લઇ જનાર છે.

હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે :

"આંખ પણ ઝિના કરે છે અને આંખનો ઝિના નજર છે."

બીજી જગ્યાએ ફરમાવ્યું :

"ત્રણ આંખોને જહન્નમની આગ સ્પર્શ કરશે નહિ. તે આંખ જેણે અલ્લાહ તઆલાની હરામ કરેલ ચીજો તરફ ન જોયું. તે આંખ જેણે અલ્લાહના માર્ગમાં હિફાઝત કરી અને તે આંખ જે અલ્લાહના ખૌફ (બીક)થી રડી પડી."

(જમ્ઉલ ફવાઇદ)

આથી સ્પષ્ટ થયું કે આંખથી જોવું પણ લિજ્જત-પરસ્તી અને ઝિનાનો એક પ્રકાર છે અને માણસની સ્ત્રીથી લાભવંત થવાની એક રીત, એક સૂરત. એ જ કારણ છે કે માણસ ખૂબસૂરત અને સૌંદર્યવાન સ્ત્રી તરફ શોખથી દોટ મૂકે છે. તેના તરફ શોખથી લપકે છે; પરંતુ બદસૂરત અને કદરૂપી સ્ત્રીથી સૂગ અને નફરત વ્યક્ત કરે છે અને તેણીથી ભડકે છે. હાલાંકે સ્ત્રી હોવાની દૃષ્ટિએ બન્નેવ બરાબર છે.

નજરની લહેજત પણ મનુષ્ય માટે વાસનાભૂખ સંતોષવાનું મોટું માધ્યમ છે. લોકોએ નજરની લહેજત માટે જ તો આ પ્રબંધ કર્યો છે કે અઢળક ધન-દોલત ખર્ચી મકાનો, એની દીવાલો અને એની છતોને શણગારી, બાગો બનાવ્યા અને એને વૃક્ષો તથા ફૂલોથી સુશોભિત કર્યા. અતિ ગર્વિષ્ઠ અને કીંમતી સર-સામાનથી મકાનોને શોભાવ્યા. આ સર્વ માત્ર અને માત્ર નજરની લહેજત માટે જ છે. એનો બીજો કોઇ ફાયદો નથી. વળી નજરની લહેજત તો દરેક લહેજતમાં શરીક છે. એટલે સુધી કે ખાવા-પીવાની લહેજતમાં પણ શરીક છે. એથી જ તો

કહેવામાં આવે છે કે આંખ મોંથી વધુ ખાય છે, બલકે લહેજતદાર ખાણાને માત્ર જોવાથી જ જઠરમાં પાચનતંત્રને પરિપૂર્ણ અને મજબૂત બનાવનાર રસ છૂટી જાય છે. જ્યારે મોંથી ખાવાને બદલે, આંખ શ્રેષ્ઠ ખોરાક અને રંગબેરંગી ફૂલોને જોવાથી વધુ લાભવંત થાય છે તો લચકદાર, પરી જેવી કુંવારી રૂપસુંદરીઓને જોવાની લહેજતથી કોણ ઇન્કાર કરી શકે છે? પરંતુ પરહેઝગાર અને ધર્મપરાયણ (દીનદાર) મુસલમાનને એ જ વાત રુચે છે, શોભે છે કે તે પોતાની આંખોને-નજરોને નીચી રાખે, જેથી તે તબાહી અને બર્બાદીથી સુરક્ષિત રહે.

શહવત ત્યારે જ ઊભરે છે જ્યારે એને જાગૃત કરવાનું આમંત્રણ આપવામાં આવે. પોતાના સૌંદર્ય અને ખૂબ-સૂરતીનું પ્રદર્શન કરનાર સ્ત્રી શહવતને ઊભારવા, જાગૃત કરવા અને પુરુષોને ગુમરાહ કરવાનો ગુનાહ કરે છે અને એના જ પ્રતાપે સમાજમાં બગાડ જન્મે છે. સમાજની બહુમતી તે યુવકોની છે, જેમનામાં જુવાનીના મોજાંઓ ઉછાળા મારે છે અને તે નિઃવંસ્ત્ર સૌંદર્યને નિહાળી કિનારાથી ઉછળી ઉછળીને બહાર આવે છે, બલકે હું સાફ સાફ શબ્દોમાં કેમ ન કહી દઉં કે યુવકોના દિલો જ્યારે નગ્ન ગોશ્તને જુએ છે તો એમની કામના-ભૂખ જાગૃત થઈ જાય છે અને તેઓ તે ભૂખ્યા વાઘ માફક ગર્જના કરે છે, જે પ્રત્યેક તે ચીઝનો પીછો કરે છે, જેનાથી એમની ભૂખ શમી જતી હોય. ભલે, તે સડેલી અને ગંધાતી-વાસ મારતી લાશ (મૃતદેહ) જ કેમ ન હોય. તેઓ માખીઓ માફક તેના પર ત્રાટકે છે. ત સ્ત્રીઓને ખુદાપાકથી ડરવું જોઈએ,

જે શયતાનની આંગળીઓ પર નાચી રહી છે, ડેન્સ કરી રહી છે અને પુરુષોને જહન્નમ તરફ ઢસડી લઈ જાય છે. સમાજને દૂષણો અને ખરાબીઓથી બચાવવા માટે આ વાત ઘણી જ જરૂરી છે કે સ્ત્રીઓ પર્દાની પાબંદી કરે, બેકાર શણગાર અને ઝીનતથી દૂર રહે. અગણિત બર્બાદીઓ માત્ર એક નજર નાખવાના જ પરિણામે જન્મી અને માત્ર તે એક નજરે જ દંપતી (પતિ-પત્ની)ને એકબીજાથી વિખુટા કરી આપ્યા અને બાળકોને કમનસીબીની ઊંડી ખીણમાં ધકેલી દીધા. તમામ મુસીબતો અને આફતોની બુનિયાદ "નજર" છે. કોઇ આરબ કવિએ કહ્યું છે :

અર્થ : પ્રથમ માત્ર એક નજર પડી, પછી સલામ અને વાતચીતની શરૂઆત થઇ. અહિં સુધી કે વાયદો થયો અને પછી મિલન.

બીજા આરબ કવિએ કહ્યું છે;

અર્થ : (૧) તમામ દુર્ઘટનાઓની શરૂઆત નજરથી થાય છે, જેમકે સાધારણ અગ્નિ ચિંગારીથી મહાન જ્વાળા ભભૂકી ઉઠે છે. (૨) કેટલીક નજરો એવી છે જે સામે-વાળાના દિલમાં તીર માફક ઘૂસી જાય છે. હાલાં કે જાહેરમાં ત્યાં ન કોઇ બાણ છે, ન તીર. (૩) સ્ત્રીઓ તરફ જોવાથી આંખો ભલે ખુશ થાય છે, પણ રૂહ–આત્મા નુકસાન ઉઠાવે છે. તો આ ખુશીને કેમ કરી 'ખુશ આમદીદ'–ભલે પધારો કહેવામાં આવે, જે પોતાની સાથે ચિંતા અને ગમ પણ લાવે છે.

## સૌંદર્યનો દેખાવ સ્ત્રી માટે કલંકિત છે :

જ્યારે કોઇ સ્ત્રી દુલ્હનની માફક શૃંગાર કરીને ઘરથી બહાર નીકળી બજારોમાં જઇ પડે છે તો તે જાણે ખામોશ સ્વરે એમ કહે છે કે, "હે લોકો ! તમે આ સૌંદર્ય અને ખૂબસૂરતી તરફ કેમ જોતાં નથી ? શું નિકટતા અને મિલનનો કોઇ મુશ્તાક અને ચાહક જ નથી ?"

તે બજારો, સડકો અને ધોરીમાર્ગો પર પોતાના સૌંદર્યનું આ પ્રમાણે પ્રદર્શન કરે છે, જેમ કે કોઈ વેપારી પોતાના વ્યાપારી સામાનનો ભરબજારે દેખાવ કરે છે યા જેમકે કોઇ મીઠાઇ વેચનારો પોતાની મીઠાઈને વિવિધ રંગો અને ચમકદાર, ભપકાદાર ચાંદીના વરકોથી સજાવે-શણગારે છે, જેથી તે નજરોને આકર્ષી અને કેન્દ્રિત કરી શકે અને લોકોની ખ્વાહિશને જાગૃત કરી શકે અને તે પોતાના આ સોદામાં સફળ પણ રહે છે. ગ્રાહકોની સંખ્યા વધતી જાય છે અને ભૂખ્યાઓ તેના પર તૂટી-કૂદી પડે છે.

એક શરીફ ખાનદાની અને નેક સ્ત્રી તો આ વાતને કદાપિ પસંદ કરી શકતી નથી કે તે પોતાના પવિત્ર સૌંદર્યને એક સસ્તા વ્યાપારી સામાનની જેમ લોકોની આંખો સમક્ષ ફેંકી દે અને એની શરમવૃત્તિ આ વાતને પણ સાંખી લેશે નહિ કે તે પોતાને જોનાર પુરુષના હૃદયમાં મનેચ્છાઓ-ખ્વાહિશો ઉભરવાનું કારણ બને, બલકે તે તો આ વાતને કદાપી સહન કરી શકશે નહિ કે કોઇ પુરુષ તેના તરફ લાલચી નજરે જુએ. જો ત પળ વાર પણ આ બાબત પર

વિચારશે તો શરમ અને લજ્જાથી તેનું મુખ લાલપીળું થઇ જશે અને તરત જ તે પોતાની ખૂબસૂરતીને બેશરમ અને લાલચી નજરોથી છૂપાવી લેશે. અલ્લાહ તઆલા ફરમાવે છે :

'હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! પોતાની પત્નીઓ તથા પોતાની પુત્રીઓ તથા મુસલમાનોની સ્ત્રીઓને કહી દો કે (જ્યારે તેણીઓ ઘર બહાર નીકળે તો) પોતાના (મુખો) પર પોતાની ચાદરોને (માથાથી) નીચે લટકાવી લે; એમાં જલદીથી ઓળખાઇ જશે તો તેણીઓને સતાવવામાં નહિ આવે અને અલ્લાહ તઆલા બક્ષનાર (અને) દયાળુ છે.'
(સૂ. અહઝાબ, ૫૯)

આ આયત શરીફમાં અલ્લાહ તઆલાએ ઇમાનવાળી સ્ત્રીને હિફાઝત અને ફઝીલત-શ્રેષ્ઠતાનો એક ચંદ્રક અર્પણ કર્યો છે કે તેણીઓએ બુઝુર્ગી અને મહાનતા સાથે જીવન વ્યતીત કરવું જોઇએ. જેમકે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આદેશ આપ્યો છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! ઇમાનવાળી સ્ત્રીઓને દુપટ્ટો ઓઢવાની તાકીદ ફરમાવો. આયતમાં આવેલ 'જિલબાબ' શબ્દનો અર્થ પહોળું કપડું એવો થાય છે. અર્થાત્ તેણીઓ પહોળા કપડાંથી પોતાને છૂપાવી લે, જેથી પવિત્રતા, તકવા (આત્મ-નિગ્રહ) અને પાક-દામની જેવા સદ્ગુણો પોતામાં જન્માવી શકે અને નીચ તથા તુચ્છ કામોને તેણીઓ તરફ મન્સૂબ કરી તેણીઓને કષ્ટ પહોંચાડી ન શકાય, બેશરમ આંખો તેમના જીવનને ડહોળું અને દુર્ગંધી ન કરી શકે અને અપમાનજનક વાતોને તેણીઓના નામે ચઢાવવામાં ન આવે.

મુઅમિન અને મુત્તકી સ્ત્રી માટે જરૂરી છે કે તેની બાહ્ય શકલ-સૂરતથી ભલાઇ અને નેકી તથા તેના પોશાકથી ઇમાન અને તકવાના ગુણો પ્રદર્શિત થાય. તેના કાર્યો અને વાતોથી પણ નેકી અને તકવો દૃષ્ટિગોચર થાય. તેના અઅમાલ અને હાલાતથી ઇમાનની કિરણો નજરે પડે, જેથી જાણ થાય કે આ સ્ત્રી અલ્લાહ તઆલાના તે આદેશોને માને અને અનુસરે છે, જેને અલ્લાહ તઆલાએ કુર્આન શરીફમાં વર્ણવ્યા છે. માત્ર આ ગુણોવાળી સ્ત્રીની જ મોમિન ઇઝઝત કરશે અને બદમાશ તથા ગુંડા તત્વો પણ તેને ત્રાસ પહોંચાડશે નહિ.

ખુદાના સમ ! લોકો તમે જ ન્યાય કરો કે આ મુસ્લિમ સ્ત્રીઓ-જે એક તરફ ઇમાન અને ઇસ્લામના દા'વા કરતી થાકતી અને કંટાળતી નથી અને બીજી તરફ બજારો અને સડકો પર નગ્ન પીંડલીઓ, બાજુઓ, પાસાઓ અને છાતીઓ સાથે વિહાર અને સેરસપાટી કરે છે, પોતાના મળદ્વારો, નિતંબો, છાતીઓ અને પાસાઓનુ ઉઘાડેછોગ પ્રદર્શન કરતી નજરે પડે છે, ચહેરાઓ, આંખો અને દાંતોને શણગારીને નઝારાનું આમંત્રણ પાઠવે છે, નગ્ન માથે, બલકે વાળોને એ પ્રમાણે સજાવી અને શણગારીને ફરે છે કે એમાં ખાસ આકર્ષણ અને દિલકશીનો સામાન ફરાહમ થઇ જાય છે-શું તેણીઓએ અલ્લાહ તઆલાના પર્દા વિષેના આદેશની પાબંદી કરી છે ખરી ? શું તે શરીફઝાદીઓએ સજાવટ અને શણગારના દેખાવમાં કોઇ સેકંડ જતી કરી છે જેને ગેરશરીફ સ્ત્રીઓ અપનાવી લે ? શું તેમણે પોતાના માટે કોઇ એવી વસ્તુ બાકી રહેવા દીધી છે, જેના લઇ તેને ઇઝઝત

અને સન્માનને પાત્ર ઠેરવી શકાય ? હે માનવંત બહેનો ! જરા બતાવો તો, એક ગુનેહગાર, બદકાર અને નાચનાર સ્ત્રી તથા ઇઝઝતદાર, શરીફ અને પવિત્ર સ્ત્રીમાં શું ફર્ક બાકી રહી ગયો છે ? શું આ જ કારણ નથી કે વાઘ આજે એક શરીફ સ્ત્રી પર એ જ પ્રમાણે તરાપ મારવાનો પ્રયાસ કરે છે, જે પ્રમાણે એક બિન શરીફ સ્ત્રી પર ? કારણ કે તે એમની અયોગ્ય અને અશ્લીલ (ખરાબ) ચાલચલગત અને બિન શરઇ કાર્યો અને વિચારોના લઇ તેણીઓને પણ પોતાનો શિકાર કલ્પે છે, સમજે છે. તેણી પોતે પણ એવી વાતો સાંભળે છે અને પોતાની આંખોથી તે સર્વ કાંઇ જુએ છે, જે શરમ અને પસ્તાવાનું કારણ, બને છે અને શિકારી તેણીને પણ કષ્ટ આપે છે. કારણ, તેણીએ તે સ્ત્રીઓ સાથે મળતાપણું અપનાવ્યું છે, જેમના નજીક ઇઝઝત, સન્માન અને આબરૂની કોઇ કદર–કિંમત નથી. શરીફ સ્ત્રીએ જયારે પોતાને ઇઝઝત, શરાફત અને પ્રતિષ્ઠાના કિલ્લામાં બંધ ન કરી તો તેની ઇઝઝત પણ ધૂળભેગી થઇ ગઇ અને બજારી લોકોએ તેને પણ બજારી સામાન સમજી લીધો.

હે મુસલમાન બહેન ! હાય અફસોસ કે જયારથી તેં દુપટ્ટાને ઊતારી ફેંકયો છે તો માત્ર દુપટ્ટાને જ નહિ, બલકે તેં એ સાથે જ હયા, ઇઝઝત અને આબરૂને પણ ફેંકી દીધી છે. એ જ કારણ છે કે તારી શાન અને સન્માન ખત્મ થઈ ગયાં છે અને જયારથી તેં શરમ–હયાના લિબાસને ઊતારી ફેંકયો છે અને ઇન્સાની મનેચ્છાઓના લિબાસને પરિધાન કરી લીધો છે ત્યારથી તારી આ અવદશા થઇ છે. તને અતિ તિરસ્કાર અને ધિક્કારની નજરે જોવામાં

આવે છે. હાય અફસોસ આ અપમાન અને અવદશા પર !!! હજાર અફસોસ આ શરમ અને હયા પર !!!

[પર્દો તકવા અને ઈસ્લામનું પ્રતિક છે. પર્દો શરમ અને હયાની નિશાની છે. પર્દો સન્માન અને મહાનતાની ચાદર છે. હે મુસલમાન અને સન્માનીય બહેન ! પર્દો તારા સૌંદર્યનો સૌથી ખૂબસૂરત તાજ છે અને તારા અદબ તથા કમાલની સૌથી મોટી દલીલ.]

હે બહેન ! પોતાના પવિત્ર શરીરને બદમાશ અને દુરાચારી આંખોની દુષ્ટતા અને ચેષ્ટાથી બચાવ અને શરમના કિલ્લામાં એની હિફાઝત કર, જેથી આંખોના દ્રોહી તીર તેના સુધી પહોંચી ન શકે. શરીફ અને પવિત્ર સ્ત્રી તે નથી, જે પોતાના શરીરને અડકવા અને તેનાથી ફાયદો ઉઠાવવાની કોઈ પુરુષને રજા કે તક ન આપે, બલકે વાસ્તવમાં શરીફ અને પવિત્ર સ્ત્રી તે છે, જે કોઇ પણ એવી નજરને પોતાના પવિત્ર શરીર પર પડવાની રજા કે તક ન આપે, જે એને ગંદી કરનારી હોય અને કોઇ પણ ગુનેહગાર આંખને પોતાની તરફ જોવાની રજા ન આપે, જે એની નિષ્કલંક અને નિર્મળ પવિત્રતાનું અપમાન કરનારી હોય.

પાકદામની અને પવિત્રતાના વિવિધ દરજ્જાઓ અને કક્ષાઓ છે. જેવી રીતે બેઇઝઝતી, બેશર્મી અને નિર્લજ્જતાના વિવિધ દરજ્જાઓ અને કક્ષાઓ છે. માનવ આત્માની મનેચ્છાઓ જે પ્રમાણે વિવિધ હોય છે, એ જ પ્રમાણે તે બેશર્મી અને બેહયાઇ માટે પણ વિવિધ હોય છે. અમુક

સ્ત્રીઓના આત્મા પાકદામન અને પવિત્ર હોય છે, જે શરમ અને હયાનો પોશાક પોતાના શરીર પર પરિધાન કરે છે અને નાપાક નજરોથી કષ્ટ અનુભવે છે. પોતાના સૌંદર્ય તથા ખૂબસૂરતીના પ્રદર્શનની જગ્યાએ શરમ અને હયાનો દેખાવ કરી, એને પર્દામાં છુપાવવાનો પ્રયાસ કરે છે. જ્યારે કે અમુક સ્ત્રીઓના આત્મા ખબીસ, ગુમરાહ, નાપાક, બેશરમ અને બેહયા હોય છે, જે અપરિચિત અને અજાણ માણસોથી મેળ-મેળાપને પોતાનું સૌભાગ્ય સમજે છે, પોતાના શરીરો સાથે લોકોની નજરોને રમવાની રજા આપે છે. એ વાત પર ખૂશી વ્યક્ત કરે છે કે તેણીઓ પુરુષોના આત્માઓમાં શહવત અને વાસનાભૂખને જાગૃત કરવા અને તેમની આંખોને લિજ્જત પહોંચાડવા માટે કારણભૂત છે. તેણીઓ પોતાના શરીરના શણગાર અને સજાવટમાં અતિશ્યોક્તિ તથા સૌંદર્ય અને ખૂબસૂરતીના દેખાવમાં અતિશયતાથી કામ લે છે, જેથી નફસાની ખ્વાહિશો-મનેચ્છાઓની પેરવી કરી મજા માણી શકે. આ જ છે તે શણગાર અને સજાવટનું પ્રદર્શન, જેની અલ્લાહ તઆલાએ મનાઈ ફરમાવી છે.

પરંતુ આ પ્રકારનું પ્રદર્શન કરનારી સ્ત્રીને આજની જૂઠી સંસ્કૃતિ શિક્ષિત અને પ્રગતિશીલ કહે છે ! પ્રશ્ન એ છે કે શું આ પ્રકારની સ્ત્રી ઈસ્લામની નજરમાં મુસલમાન, પરહેઝગાર અને દીનદાર કહેવડાવવાને પણ પાત્ર છે ? શું તેણીએ હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરમાન 'આંખ પણ ઝિના (વ્યભિચાર) કરે છે અને આંખનો

ઝિના જોવું છે'–અનુસાર લોકોની નાપાક નજરોથી સ્વજાતને ગંદી કરી લીધી નથી ?

કૃત્રિમ રીતોથી પોતાના સૌંદર્ય અને ખૂબસૂરતીમાં વધારો થવામાં માનનારી અને પછી તેનું પ્રદર્શન કરનારી સ્ત્રી જો અંતરની આંખે જુએ તો તે નિઃશંકપણે એ પરિણામ પર પહોંચશે કે તે એ કૃત્રિમ રીતો વડે કદાપિ હકીકી સૌંદર્ય અને ખૂબસૂરતી પ્રાપ્ત કરી શકતી નથી, બલકે તે પોતાની મુખાકૃતિને બગાડી રહી છે અને તે કુદરતી સૌંદર્યને છૂપાવી રહી છે, જે અલ્લાહ તઆલાએ તેણીને અર્પણ કર્યું છે. અલ્લાહ તઆલાએ નીલી (આસમાની) ચમકદાર યા કાળી–શ્યામ પલકો માનવ જાતની નહિ, પણ બંદરો અને કૂતરાઓની બનાવી છે, તો પછી એમને શું થઇ ગયું છે કે તેણીઓ તેમના સાથે મળતાપણું અપનાવવાનો પ્રયાસ કરે છે. અલ્લાહ તઆલાએ હોંટોને એટલા ઘેરા લાલ રંગવાળા બનાવ્યા નથી કે જેથી એવો ભાસ થાય ક તેમણે હમણા હમણા લોહી પીધું છે અને આંખોની ભ્રમણોને એ પ્રમાણે ચાંદ આકારની કે ચમકદાર પેદા કરી નથી કે એમને નિહાળી તે શયતાનની ભ્રમરો–અબરૂઓ યાદ આવી જાય, જેને આપણે કિસ્સા-કહાણીઓમાં વાંચી છે અને અલ્લાહ તઆલાએ નખોને હદથી વધુ મોટા અને લાલ રંગી પેદા કર્યા નથી કે જાણે તે દેખાવમાં કોઇ જંગલી પશુઓના પંજા માલમ પડે, જે અત્યાર સુધી પોતાના શિકારના લોહીથી તરબોળ જણાતા હોય. ખુદાની કસમ ! લોકો જરા બતાવો તો ખરા કે આ તે વળી ખૂબસૂરતી છે કે બદસૂરતી ? ! કોઇ આરબ કવિએ કેટલું

સુંદર કહ્યું છે : અર્થ : (૧) તે સૌંદર્યવાન સ્ત્રીથી કહી દો જેણે પોતાના નખોને વધારી રાખ્યા છે કે હું તો તેણીથી ભયભીત થઈ નાસી જવા માંગુ છું. (૨) અમારું તો ધારવું અને માનવું છે કે પંજાઓ તો જંગલી પશુઓના હોય છે. (૩) કાલે તેં ધોકો આપી વાળોને કાપી નાખ્યા હતા અને પલકોની કુદરતી હાલત બદલી નાખી હતી. (૪) અને આજે તું પોતાના દાંતોને ખેંચી–ગરદન તરફ લઈ ગઈ છે અને પોતાના સૌંદર્ય વિરુદ્ધ નાકને પણ તેં એક તરફ નમાવી દીધું છે. (૫) હે લોકો ! જરા બતાવો તો ખરા કે આ ચાંદ જેવા મુખડાવાળીઓને આ કોણે બતાવ્યું કે સૌંદર્ય અને ખૂબસૂરતીનું રહસ્ય એ જ છે કે તેણીઓ પોતાની પ્રકૃતિ અને બનાવટને બગાડે, તેમાં ફેરફાર કરે (૬) હાલાં કે હકીકી સૌંદર્ય તો તે જ છે, જે કૃત્રિમ અને બનાવટી ન હોય, બલકે હકીકી હોય અને જો તેનાથી એક સેકન્ડ પણ આંખમિચામણા અને ગફલત દાખવશે તો એ યોગ્ય પગલું લેખાશે નહિ.

પ્રશ્ન એ છે કે આ મખ્લૂક જેને અલ્લાહ તઆલાએ સરસ આકારમાં સર્જી છે, આ પ્રમાણે અતિશ્યોક્તિથી કામ લઈ પોતાના સૌંદર્ય અને ખૂબસૂરતીને કેમ બગાડી રહી છે ? પ્રત્યેક તે ચીજ જે પોતાની હદને ઓળંગી જાય તે પોતાની પૂર્વ હાલત (અસલિયત)થી ઊલટી, વિપરીત અને વિરુદ્ધ થઈ જાય છે. ખરું સૌંદર્ય તે જ છે, જે અલ્લાહ તઆલાએ પેદા કર્યું છે. કારણ કે તેણે દરેક ચીજને સમતુલિત, સુડોળ, બરાબર અને મજબૂત બનાવી છે અને દરેક ચીજનું સર્જન અતિ સુંદર અંદાજ અને આકારમાં

કર્યું છે. એનાથી વધુ નિષ્ણાંત, પ્રવિણ અને નિપૂણ બીજો કોઈ નથી. એનાથી વધુ સુંદર તસવીર અને આકાર બનાવનાર, હકીકી સૌંદર્ય પેદા કરનાર તથા સુસમતોલ, સુડોળ અને બરાબર અવયવો પેદા કરનાર એના સિવાય બીજો કોઈ જ નથી. એ જ દરેક ચીજનો સર્જનહાર છે અને સન્માર્ગે દોરવનાર પણ એ જ છે.

કેટલીક બહેનો પોતાના બનાવ–શણગારમાં એ પ્રમાણે અતિશયોક્તિ કરવા લાગી છે કે તેમણે પોતાના કુદરતી સૌંદર્યને બગાડી નાખ્યું છે. કેટલીય માનનીય બહેનોએ મૅકપ વડે પોતાના મુખોની ઉણપો અને ખામીઓને ખુલ્લી કરી દીધી છે. ચુસ્ત અને અર્ધનગ્ન વસ્ત્રો પરિધાન કરી પોતાની એબોને જાહેર કરી દીધા છે, જેને લોકોની નજરો સારી પેઠે નિહાળે અને અનુભવે છે. તેણી પોતાની રીતે વિચારે છે કે વધુ મૅકપ કરવાથી નાની વયની દેખાય છે, પરંતુ તે આ પ્રમાણે બુદ્ધિની રીતે નાની થઈ ગઈ છે અને સન્માન તથા અદબની રીત ઘટી ગઈ છે.

માનનીય બહેનો ! આ પ્રમાણે કૃત્રિમ શણગારના સામાન વડે તો બદસૂરતીની બદસૂરતીમાં વધારો થઈ જાય છે. વૃદ્ધા વધુ વૃદ્ધા થઈ જાય છે. હકીકી સૌંદર્ય તે છે, જે સંસ્કારી અને પરહેઝગાર દિલોથી પ્રદર્શિત થાય છે. આંખોથી ઝબકે અને મુખો પર ચમકે છે, જે તેમના સૌંદર્યને ચાર ચાંદ લગાવી દે છે. શરમ અને હયાનું સૌંદર્ય હંમેશા ઝગમગિત અને ચકચક્તિ રહે છે. દિલોને આનંદ અને આંખોને નૂર બક્ષે છે. કેટલાયે ચેહરા ઘણા સુંદર અને

આંખો ઘણી ચમકદાર હોય છે, પરંતુ નાપાકી, અસભ્યતા, અનૈતિકતા, અજ્ઞાનતા અને બેવકૂફીના લઇ એમનું સૌંદર્ય બદસૂરતીમાં અને નૂર અપશુકનના અંધકારમાં ફેરવાઇ જાય છે અને કેટલાયે ચેહરા જાહેરમાં બદસૂરત માલમ પડે છે, પરંતુ તે તકવા, ઈલ્મ અને વિવેકના નૂરથી રોશન હોય છે. હે મુસલમાન બહેન! તું મુઅમિન અને માનપાત્ર હોવાની જગ્યાએ આ વાતને કેમ સરસાઇ આપે છે કે તું ફિત્નાપોશાક અને તિરસ્કૃત બની જાય ? આ વાતને તું કેમ કરી સાંખી લે છે કે પોતાના મુખના ઈમાનના નૂરને જૂઠ, બનાવટ અને ધોકાના આવરણ (પર્દા)થી છુપાવી લે ?

ફ્રેન્ચના મશહૂર લેખક ફ્કતુર હોજોએ લખ્યું છે કે, "સૌથી ખૂબસૂરત છોકરી તે છે, જેને પોતાની ખૂબસૂરતીનું જ્ઞાન અને ભાન જ ન હોય."

જ્યારે સૌથી ખૂબસૂરત છોકરી તે છે, જેને પોતાની ખૂબસૂરતીનું જ્ઞાન અને ભાન જ ન હોય તો જાહેર છે કે સૌથી બદસૂરત છોકરી તે હશે, જેને પોતાના સૌંદર્ય પર અહંકાર અને અભિમાન હશે, નાઝ-નખરાં હશે, ચાલમાં પોતાને કુંવારી જાહેર કરશે, નજરોથી ગલત અસર ઉપ-જાવશે, વાતચીતમાં તકલ્લુફ કરશે, આ હરકતોથી તે બદ-સૂરત વધુ બદસૂરત થઇ જાય છે; ભલે જાહેરમાં કેટલીય ખૂબસૂરત કેમ ન હોય !

તે હકીકતમાં અજ્ઞાન છે, તેણે ધોકો ખાધેલ છે, તે પોતાની ખામીઓથી ગાફિલ અને બેદરકાર છે, તે પોતાના સૌંદર્યનું પ્રદર્શન કરી પોતાના આત્મા પર ઝુલ્મ આદરે

છે. કારણ કે તે દુનિયામાં લોકો માટે હાસ્યાસ્પદ રમકડું બને છે અને પોતાના આ ગુનાહને લઇ આખિરતમાં અલ્લાહ તઆલાના ક્રોધની મુસ્તહિક ઠરશે.

શું આ હાસ્યાસ્પદ અને રડાવનારી વાત નથી કે તે વૃદ્ધા કે જેની જિંદગીનો પ્યાલો છલકાવા આવ્યો છે, જેના સૌંદર્ય અને યૌવનની વસંત (બહાર) પાનખર (ખિઝાં) સુધી પહોંચી ગઇ છે, જેની પીઠ વાંકી થઇ ગઇ છે અને પીંડલીઓ સૂકાઇને લાકડી માફક થઇ ગઇ છે, તે પણ શણગાર અને ઝીનતનો પ્રબંધ કરે ! મૅકપમાં નવજવાન કન્યાઓને પણ શરમાવી અને હરાવી દે, ઓવરટેઇક કરી આગળ નીકળી જાય અને બનાવ શણગારમાં કોઇ તક જતી ન કરે !!!

## શણગારનો ડોળ સ્ત્રીની જહાલતની નિશાની છે :

જે સ્ત્રી અવગુણો, અનિષ્ટો અને દુષ્કાર્યો કરે, તથા લોકોને ખૂશ રાખવા અલ્લાહ તઆલાની નાફરમાની કરે, એનાથી વધુ અજ્ઞાન, અસભ્ય, અભાગી અને છીછરી કોણ હોય શકે ? હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન કેટલું સાચું છે કે સ્ત્રીઓ બુદ્ધિ અને ધર્મની રીતે અધૂરી હોય છે.

સ્ત્રીની બુદ્ધિ જેટલી ઓછી હશે, તેટલા જ પ્રમાણમાં તે વધુ સૌંદર્યનું પ્રદર્શન કરશે અને સ્ત્રી જેટલી અભણ અને અજ્ઞાન હશે, તેટલા જ પ્રમાણમાં તે શણગાર તથા સજાવટનો પ્રબંધ કરશે. તે શરમ અને હયાને પીઠ પાછળ

નાંખી જહાલત યુગની સ્ત્રીઓનું અનુસરણ કરશે. હાલાંકે અલ્લાહ તઆલા ફરમાવે છે :

'અને આગલી અજ્ઞાનતાના રિવાજ મુજબ સૌંદર્યનું પ્રદર્શન ન કરો.'

આ દૃષ્ટાંત કેટલું સુંદર છે કે હાલુકમ અને ખાલીખમ માથું શણગારનું મોહતાજ છે, પરંતુ તે માથું જે ઇલ્મ અને બુદ્ધિથી ભરેલું હોય, તેને કોઇ પણ પ્રકારના શણ-ગારની જરૂરત નથી. કારણ કે ઇલ્મ તેને સૌંદર્યવાન અને સુશોભિત બનાવી દે છે અને એ જ સૌથી ઊંચી અને સંપૂર્ણ શોભા છે, ઝીનત છે.

કદાચ એ જ કારણસર આપણે જોઇએ છીએ કે માનવંત ઉસ્તાઝો, બુદ્ધિવાનો અને અહલે ઇલ્મ મોટા બૂટ અને મોકળો લિબાસ પહેરે છે અને પોતાના જાહેરી શણ-ગાર અને શોભાનો કોઇ પ્રબંધ કરતા નથી. કારણ, જ્યારે મનુષ્ય પોતાની બુદ્ધિ માટે પ્રબંધ કરે છે તો શરીરને બેકાર અને વ્યર્થ છોડી આપે છે. મનુષ્ય તે નથી જે જાહેરી અને બાહ્ય શણગાર અને શોભાને સર્વ કાંઇ સમજે. કોઇ આરબ કવિએ કેટલી સત્ય અને સુંદર વાત કહી છે :

અર્થ : પોતાના નફસ (આત્મા)ની તકેદારી રાખો અને તેના ફઝાઇલને પૂરા કરવાની વ્યવસ્થા કરો, કારણ કે તમે શરીર સાથે નહિ, બલકે આત્મા સાથે ઇન્સાન છો.

સૌંદર્ય અને રૂપનો દેખાવ એ નરી અજ્ઞાનતા, મૂર્ખતા અને અલ્પ બુદ્ધિનું પરિણામ છે. એની દલીલ આ છે કે

સામાન્યપણે નાના ભૂલકાંઓ ઝીનત અને સૌંદર્યના દેખાવનો શોખ ધરાવે છે તથા પોતાના નવા અને સુંદર કપડાંઓ પર ફુલણીયા કાગડાની માફક હર્ષઘેલા અને આનંદી બની જાય છે અને લાંબા સમય સુધી આયનાને જ જોયા કરે છે. એ જ પ્રમાણે સૌંદર્ય અને ખૂબસૂરતીનો દેખાવ કરનારી સ્ત્રી પણ પોતાનો વધુ પડતો સમય આયના સામે પસાર કરે છે. ભૂલકાંઓ તો થોડો સમય વહી ગયા પછી પોતાના સૌંદર્ય અને ઝીનતને ભૂલી જાય છે, પણ આ અબુદ્ધ અને મૂર્ખ તો પોતાનું જીવન જ આયના સમક્ષ વ્યતીત કરે છે અને દરેક ઘડીએ તે પોતાની પાસે આયનો રાખવાનો પ્રયાસ કરે છે, જેથી જ્યાં પણ જાય ત્યાં પોતાના સૌંદર્ય અને રૂપને નિહાળતી રહે અને મૅકપને ઠીક કરતી રહે.

એ જ પ્રમાણે છોકરવાદ અને છીછોરાપણાનો દેખાવ કરનારી સ્ત્રીઓને આ વાત ઘણી માથાભારે માલમ પડે છે કે તેણીઓ પોતાના કૃત્રિમ સૌંદયને છૂપાવી રાખે અને જો પોતાના સૌંદર્ય વડે લોકોને ફિત્નામાં સંડોવી ન શકે તો એમને ઘણું દુ:ખ થાય છે. પ્રત્યેક પળે તેણીઓને આ વાતનો ઈન્તઝાર રહે છે કે બેવકૂફ લોકો એમના રૂપ અને સૌંદર્યની પ્રશંસા કરે. આ વાત અતિ આશ્ચર્યચકિત છે કે આ ભયાનક રોગ શિક્ષિત, સંસ્કારી, કોલેજો–વિદ્યાપીઠો અને યુનિવર્સિટીઓની સ્નાતિકાઓ (પડવીવાળીઓ) તથા શિક્ષણ ગ્રહણ કરતી બાળાઓમાં કંઈક વધુ જ જોવા મળે છે. હાલાંકે તેણીઓએ વિદ્યા અને અલ્લાહની કૃપાના પ્રતાપે આ અજ્ઞાનતા વિરુદ્ધ જિહાદ કરવો જોઈતો હતો, બળવો પુકારવો જોઈતો હતો, પરંતુ શું કરીએ ? શિક્ષિતાઓ પણ

મનેચ્છાઓ અને ખ્વાહિશોની પૂજારી બની ગઈ છે. આહ! સત્ય ફરમાવ્યું છે અલ્લાહ તઆલાએ....

['અને એવા માણસથી વધુ ગુમરાહ કોણ હશે, જે અલ્લાહ તઆલાની હિદાયત વિના જ પોતાની મનેચ્છા પર ચાલે છે. બેશક, અલ્લાહ તઆલા જાલિમોને હિદાયત આપતા નથી.'] (સૂ. કસસ, ૫૦)

બસ, અફસોસ છે તે જ્ઞાની; પરંતુ ઈરાદાપૂર્વક, જાણી જોઈને અજ્ઞાન બની જનાર સ્ત્રી પર જે પોતાની મનેચ્છાઓને છોડવાની શક્તિ ધરાવતી નથી, જે પોતાના સર્જનહાર અને પાલનહારની નાફરમાનીને સાધારણ સમજે છે, અલ્લાહની આયતો અને તેના આદેશોને સાંભળે છે, પરંતુ અભિમાનથી મૂખ ફેરવી લઈ શણગાર અને સૌંદર્યના દેખાવને વળગી રહે છે. જાણે તેણીએ અલ્લાહ તઆલાના ફરમાનને સાંભળ્યું જ નથી :

"દરેક જૂઠા ગુનેહગાર માટે ખરાબી છે કે ખુદાપાકની આયતો તેને પઢી સંભળાવવામાં આવે છે તો તેને સાંભળી તો લે છે, પરંતુ પછી અભિમાનથી (કુફ્ર) પર હઠાગ્રહ કરે છે. જાણે કે તે આયતોને તેણે સાંભળી જ નથી. તો એવા માણસને (અલ્લાહ તઆલાના) દુઃખદાયક અઝાબની ખુશ-ખબરી સંભળાવી દો." (સૂ. જાષિયહ, ૬–૭)

શું તે ગાફિલે એવો ગુમાન કરી લીધો છે કે અલ્લાહ તઆલાએ તેને અધિકાર આપી દીધો છે કે તે શરીઅતે ઈલાહિય્યહમાંથી જેને ચાહે માને અને જેને ચાહે ન માને.

કદાચ એ જ કારણ છે કે તે અલ્લાહ તઆલાના અમુક આદેશોને સ્વીકારે છે અને અમુકને નકારે છે. આ પ્રકારના જ લોકો વિષે અલ્લાહ તઆલા ફરમાવે છે :

“(આ) શું (વાત છે કે) તમે કિતાબ (કુર્આન)ના અમુક હુકમોને તો માનો છો અને અમુકનો ઈન્કાર કરો છો ? તો પછી તમારા પૈકી જેઓ આવી હરકત કરે, એમની સઝા એ સિવાય બીજી શી હોઈ શકે કે દુન્યવી ઝિંદગીમાં તો ફજેતી થાય અને તેઓને કિયામતના દિવસે ઘણા જ સખ્ત અઝાબમાં નાખી દેવામાં આવે અને જે કામ તમે કરો છો, અલ્લાહપાક તેનાથી બેખબર નથી.”

(સૂ. બકરહ, ૮૫)

અલ્લાહ તઆલાએ પોતાની શરીઅત અને હુકમોને લોકોની ખ્વાહિશો, મિઝાઝ અને સ્વભાવ પ્રમાણે બનાવ્યા નથી, બલકે ફરમાવ્યું છે :

‘અને જો અલ્લાહ તઆલા તેઓની મનેચ્છાઓ મુજબ ચાલે તો આકાશો અને પૃથ્વી તથા જે કોઇ એ બન્નેવમાં છે, તે બધાં હલાક થઈ જાય.’ (સૂ. મુઅમિનૂન-૭૧)

અલ્લાહ તઆલાએ કોઈ મુઅમિન પુરુષ કે સ્ત્રીને એ અધિકાર પણ આપ્યો નથી કે તે ધર્મના અમુક આદેશોને પોતાની બુદ્ધિ અને મનેચ્છા પ્રમાણે અપનાવે અને અમુકને છોડી દે. જો કોઈ આ પ્રમાણે કરશે તો તે નાફરમાન, ગુનેહ-ગાર અને ગુમરાહ ગણાશે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

'અને કોઈ ઈમાનદાર પુરુષ અને ઈમાનદાર સ્ત્રીને ઘટિત નથી કે જ્યારે અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈ કામનો હુકમ આપી દે તો તે કામમાં પોતાનો પણ કંઈ અધિકાર સમજે અને જેણે અલ્લાહ તઆલાની તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નાફરમાની કરી તો તે દેખીતી ભૂલ કરી માર્ગથી ભટકી ગયો.'

(સૂ. અહઝાબ, ૩૬)

પોતાના આત્મા પર ઝુલ્મ અને અત્યાચાર ગુઝારે છે તે સ્ત્રી જે હકને ઓળખી લે અને હિદાયતના નૂરને તો જોઈ લે, પણ પોતાની આંખો મીંચી જાય અને તેનાથી દૂર થઈ જાય કે જેથી પોતાના અધિકાર અને ઈરાદાથી અંધારપટમાં અટકળો અને કલ્પનાઓ પર ચાલે અને તેણીના ઈરાદાઓ તથા ઉમંગો પર શહવતનું જ વર્ચસ્વ રહે. આ રીતે તેનું ઈમાન કમઝોર થઈ જાય છે અને દિલ પર શહવતની સત્તા સ્થાપિત થઈ જાય છે. એ જ કારણ છે કે ઇલ્મ હોવા છતાં તે અલ્લાહ તઆલાની નાફરમાની કરે છે. જાણી-નિહાળી અલ્લાહના આદેશોને તિલાંજલી આપે છે અને અલ્લાહ તઆલાની પ્રસન્નતા-રઝામંદી પ્રાપ્ત કરવાને બદલે બદમાશો અને ગુનેહગારોની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની કોશિશ કરે છે. એથી જ તેના પર અલ્લાહ તઆલાનું આ ફરમાન સિદ્ધ થાય છે :

'શું તેં તે માણસને જોયો ? જેણે પોતાની મનેચ્છાને પોતાનો મા'બૂદ (પૂજ્ય) બનાવી રાખ્યો છે અને જાણવા-બુઝવા છતાં (ગુમરાહ થઈ રહ્યો છે તો) ખુદાપાકે (પણ)

તેને ગુમરાહ કરી દીધો અને તેના કાનો તથા દિલ પર મહોર લગાવી દીધી. હવે ખુદા સિવાય એને કોણ સીધા માર્ગે લાવશે ? તો તમે નસીહત કેમ ગ્રહણ કરતા નથી ?"

(સૂ. જાષિયહ, ૨૩)

## થોડા અર્થહીન કારણો :

જી હા ! સૌંદર્ય અને ખૂબસૂરતીનો દેખાવ એક એવી ખ્વાહિશ છે, જેણે દિલો પર વર્ચસ્વ અને કબ્જો જમાવી લીધો છે. જેણે દિલોને પોતાના ગુલામ બનાવી લીધા છે અને પુરુષો તથા સ્ત્રીઓની આંખોને અંધ કરી દીધી છે. આ એક એવી ખ્વાહિશ છે, જેના ચરણોમાં ઇલ્મવાળાઓ, શિક્ષિતો અને સંસ્કારી લોકો અપમાન અને બેઇઝઝતી સાથે નમી પડયા હતા અને દીનદાર લોકો પણ એ પ્રમાણે એની માયાજાળના શિકાર થઇ ગયા હતા, જે પ્રમાણે પાપાચારી, ગુનેહગાર અને નાસ્તિક લોકો થઇ ગયા હતા. સારાંશ કે સર્વ લોકો કોઇ પણ પ્રકારની આનાકાની, શેહશરમ કે વિચાર્યા વગર એના આજ્ઞાધીન અને તાબેદાર થઇ ગયા છે, બલકે સાચું પૂછો તો વિશાળ દિલે અને ઉદાર મને તથા લિજ્જત અને ખ્વાહિશ પરસ્તી સાથે એની લાંબી લાંબી, વાંકડવેલી ઝુલ્ફો–કેશકલાપના કેદી બની ગયા છે. તેઓ એના નશામાં ચકચૂર બની ગયા છે, આ ફિત્નાએ તેમની બુદ્ધિ અને સમજને નકામી કરી દીધી છે અને તેઓ અલ્લાહ તઆલાએ હરામ કરેલ ચીઝોથી આંખમીંચમણા કરી તેને જાઇઝ અને હલાલ સમજી રહ્યા

છે અથવા તો પછી તેને જાઈઝ ઠરાવવા માટે કંઈ કારણો રજૂ કરવા મંડે છે. જેમકે,–

(૧) અમુક લોકો કહે છે કે આ કોઈ મોટો ગુનાહ નથી, બલકે નાનો (સગીરહ) ગુનાહ છે.

(૨) અમુક કહે છે કે આ તો સંસ્કૃતિ અને પ્રગતિની નિશાની છે.

(૩) અમુક એવું કહેવા મંડે છે કે તે પોતાના જેવી બીજી સ્ત્રીઓ વિરુદ્ધ કાર્યનીતિ અપનાવીને મઝાક અને ટીકાનું નિશાન બનવા માંગતી નથી.

(૪) કેટલાકને તો એવું કહેતાં સાંભળ્યા છે કે આ પ્રમાણે કરવાથી એમની છોકરીઓની જલદી શાદીનો કોઈ માર્ગ નીકળી આવશે.

(૫) અમુક સ્ત્રીઓ એ કારણ દર્શાવે છે કે એ તો સૌંદર્ય અને ખૂબસૂરતીનો દેખાવ પોતાના પતિઓની તાબેદારી માટે કરે છે અને તેઓની પ્રસન્નતા (ખૂશ્નૂદી) મકસૂદ છે. એક હેતુ એ પણ છે કે તે તેણીને છોડી બીજી કોઈ સ્ત્રી તરફ આકર્ષાય નહિ, તે પરાયીના પ્રેમમાં સંડોવાય નહિ.

(૬) કેટલીક સ્ત્રીઓ એ દા'વો કરે છે કે હમણાં એ નાની વયની છે અને પર્દાના અહકામ એને લાગુ પડતા નથી.

(૭) અમુકનું કહેવું છે કે એ તો વૃદ્ધા છે. એના તરફ કોણ નજર કરશે ? એને કોણ સૂંઘશે ?

(૮) અમુક સ્ત્રીઓ કહે છે કે અમે તો મૅકપનો દેખાવ એટલા માટે કરીએ છીએ કે અમારી શકલ-સૂરત દેખાવડી અને સારી નથી, જેથી લોકો અમારાથી સૂગ અને નફરત ન કરવા લાગે.

મતલબ કે દરેકે આ પ્રકારના કારણો અને બહાના ઢુંઢી કાઢી પોતાના નફસને ધોકામાં મૂકી દીધો છે. ગુનાહોથી પ્રમાદ અને ગફલત વર્તવામાં આવે છે અને જાણી-નિહાળીને માત્ર પોતાની ખ્વાહિશને સંતોષવા માટે અલ્લાહ તઆલાની નાફરમાની પર હઠાગ્રહ કરી રહ્યા છે.

ઘણા વખતે ભણેલી-પઢેલી સ્ત્રીઓ જ વધુ ઝઘડે છે. ભલે, તેમના ઝઘડાનું મૂળ અસત્ય અને બાતિલ જ કેમ ન હોય. એવી સૂરતમાં અલ્લાહ તઆલાનું નીચેનું ફરમાન તમના પર સિદ્ધ થાય છે :

"અને તે કાફિર લોકો જૂઠી વાતો પર ઝઘડે છે કે જેથી તે વડે સત્ય વાતને ઉડાવી દે અને તેમણે મારી આયતોને તથા જે (અઝાબ)થી તેમને ડરાવવામાં આવ્યા છે, તેને મશ્કરી બનાવી લીધા છે." (સૂ. કહફ, ૫૬)

તેણીઓ પોતાની અસત્ય અને બાતિલ વાતના સમર્થનમાં એટલી તો ઝઘડે છે કે તકવા અને ખુદા-ખૌફીને જડતા અને જુનવાણીનું નામ આપે છે અને પર્દો કરવાને તથા ગુસાંગો ઢાંકવાને-છુપાવવાને વ્યર્થ પાબંદી કલ્પે છે. હકીકત આ છે કે તેમણે ઇસ્લામને ઓળખ્યો નથી, કુર્આન શરીફને સમજ્યું નથી, નહિ તો એક મુસલમાન, શિક્ષિત

અને સંસ્કારી સ્ત્રીની શાનને તો એ વાત જ શોભે કે તે ગુનાહ, વ્યભિચાર, પાપાચાર અને નિર્લજ્જા વિરુદ્ધ જિહાદ કરવાને પોતાની પ્રથમ ફરજ સમજે. બેહયાઇ, અનિષ્ટ અને ગુનાહિત કાર્યોથી અળગી રહે. સ્વજાતને અને બીજી મુસલમાન તથા વતનની બહેનોને પણ ઇસ્લામ વિરુદ્ધ વિદ્રોહ અને બંડ પુકારવાથી અટકાવે અને પોતાની સઘળી વાક્‌શક્તિ તેમ જ કલમી શક્તિને ઇસ્લામના પ્રચાર–પ્રસારમાં ખપાવી દે, જેથી અલ્લાહ તઆલાએ અર્પેલ અનંત અને અમાપ નેઅમતોનો શુક્ર અદા થઇ શકે.

હકીકત આ છે કે સ્વગુમાનમાં પોતાને શિક્ષિત માનતી સ્ત્રીઓ દુનિયાની ઝિંદગીથી તો સભાન છે; પરંતુ આખિરતની ઝિંદગીથી અભાન અને અજ્ઞાન છે. એ જ કારણ છે કે તેણીઓ મહા ગુનાહને નાનો સરખો અને નિર્લજ્જ કૃત્યોને સારાં સમજે છે. આ સંસ્કારી સ્ત્રીઓનું સમજવું છે કે સૌંદર્યનું પ્રદર્શન પણ નાનો ગુનોહ છે અને નમાઝ, રોઝા, હજ, સદકાત વગેરે એમની અસંખ્ય નેકીઓ આ નાના ગુનાહને નાબૂદ કરી દેશે. કારણ કે નેકીઓથી નાના (સગીરા) ગુનાહ માફ થઇ જાય છે.

અલ્લાહ તઆલાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર તથા એના ગુસ્સા અને ક્રોધની અવહેલના અને અવગણના કરનાર સ્ત્રીઓએ જાણી લેવું જોઇએ કે પ્રત્યેક તે કામ જેની અલ્લાહ તઆલાએ મનાઇ ફરમાવી છે, તે ગુનાહે કબીરહ-મોટો ગુનોહ છે. ખાસ કરી નારીઓનું આ પ્રમાણે અર્ધ-નગ્ન પોશાકમાં નીકળવું, ખુલ્લમ ખુલ્લા સેર–સપાટી કરવી

અને પોતાના સૌંદર્યનું પ્રદર્શન કરવું તો અતિ મહા ગુનોહ છે. અલ્લાહ તઆલાએ એની ભારપૂર્વક મનાઇ ફરમાવી છે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પણ ઘણા જ સખત શબ્દોમાં એની મનાઇ ફરમાવી છે. માટે તમારો એ વહેમ કે આ તો નાનો ગુનોહ છે, તદ્દન ખોટો છે. સૌંદર્ય અને શૃંગારનો દેખાવ તો એટલો મોટો ગુનોહ છે કે એનાથી સર્વ નેકીઓ બરબાદ થઇ જાય છે; બલકે (અમુક વખતે તો) ઇન્સાન ઇસ્લામની દોલતથી વંચિત થઇ જાય છે, તો હે માનનીય બહેન ! જરા વિચાર કે કેટલા વખત તેં આ મહા ગુનોહ કર્યો ? કેટલા વખત તેં પોતાના ગુપ્તાંગો (સતર)નું પ્રદર્શન કર્યું ? કેટલીવાર તેં ફિત્નાની અગ્નિને ભડકાવી ? કેટલી બદમાશ આંખો તારા શરીર અને સૌંદર્યથી લાભવંત થઇ ? કેટલા દિલોએ તારા મિલનનો શોખ વ્યક્ત કર્યો ?

જો તું પોતાના સઘળા ગુનાહોની ચકાસણી કરીશ, જેને તેં જીવનભર નગ્નતામાં નીકળી સેર–સપાટીના બહાને સૌંદર્ય અને શણગારનું પ્રદર્શન કરી હરતાં ફરતાં કર્યા છે, તો તને ગુનાહોનો એક પર્વત દેખાશે, જેના નીચે દબાઇને તું મરી જઇશ અને યાદ રાખ કે કિયામતના દિવસે પણ એ ભારને વહન કરવાની શક્તિ તારામાં હશે નહિ. તું મોટા (કબીરહ) ગુનાહને નાનો (સગીરહ) સમજે છે અને મોટા ગુનાહને નાનો સમજવો, એ પણ એની જગાએ એક ગુનોહ છે, કારણ કે જે માણસ ગુનાહને તુચ્છ અને નાનો સમજશે, તેને સજા પણ વધુ મળશે. ગુનાહને તુચ્છ અને હકીર સમજવાનો અર્થ આ છે કે તે અલ્લાહ તઆલાના

આદેશને તુચ્છ સમજે છે અને ગુનાહને મોટો સમજવાનો અર્થ આ છે કે તે અલ્લાહ તઆલાના હુકમને તુચ્છ સમજે છે. જેમ કે હદીસ શરીફમાં છે :

"'મો'મિન પોતાના ગુનાહને એવો સમજે છે કે જાણે એના માથા પર પહાડ છે અને તેને (હંમેશા) ભય રહે છે કે તે એના પર ધસી પડશે અને મુનાફિક પોતાના ગુનાહને માખીની જેમ સમજે છે, જે એના મુખ પર આવીને બેસે છે અને તે એને ઉડાવી આપે છે.'

નેકીઓથી બદીઓ ત્યારે ખતમ થાય છે જ્યારે બદીઓથી સાચા દિલે તૌબા અને પશ્ચાતાપ કરવામાં આવે, શરમિંદગીનો ઇઝહાર કરવામાં આવે; પરંતુ જો ગુનાહ અને નાફરમાનીના કાર્યો પર હઠાગ્રહ કરવામાં આવે અને એના પર નીડરતા દાખવવામાં આવે તો એનાથી નેકીઓ બરબાદ થઇ જાય છે. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે :

"પરંતુ જેણે (સાચા દિલથી) તવબા કરી અને ઇમાન લઇ આવ્યો અને સત્કાર્યો કર્યા તો અલ્લાહ તઆલા આવા લોકોના ગુનાહોને નેકીઓથી બદલી નાખશે અને અલ્લાહ તઆલા તો માફ કરનાર, મહેરબાન છે." (સૂ. ફુર્કાન, ૭૦)

આશ્ચર્યજનક વાત છે કે બુદ્ધિવાન અને શિક્ષિત એક મુસ્લિમ સ્ત્રીને એ કેવી રીતે શોભે કે તે પોતાના સત્કાર્યો અને નેકીઓને બરબાદ કરે તથા તુચ્છ ચીજ અને ક્ષણિક લિજ્જત પર હંમેશાની રાહત અને સઆદતને ન્યોચ્છાવર કરી દે; બલકે લિજ્જત પણ ક્યાંથી? આ સર્વે તો ગુનાહ,

પાપાચાર અને ગુમરાહીના વ્યર્થ કામોમાં થકાવટ અને સમય વેડફવા સિવાય કંઇ જ નથી. સૌંદર્ય અને શૃંગારનું પ્રદર્શન કરનાર સ્ત્રી કેટલી ગુમરાહ અને ગાફિલ છે કે જન્નતને તો એક તુચ્છ કિંમતે તે વેચી રહી છે અને મોંઘીદાટ કિંમત ચૂકવી જહન્નમને ખરીદી રહી છે, કારણ કે વૈભવવિલાસ અને ફેશન તથા એના પ્રદર્શનમાં ઘણો જ માલ ખર્ચ થાય છે અને બેહદ સમય વેડફાય છે. જ્યારે કે અલ્લાહ તઆલાની ઇબાદતમાં એનાથી ઘણો ઓછો સમય ખર્ચાય છે. લોભ-લાલસા, કામવાસના અને ગફલતનો ખુદાપાક સત્યાનાશ કરે કે એની ઓથમાં શયતાને ગુનાહિત અને ભ્રામક કૃત્યોની કેવી માયાજાળ પાથરી દીધી છે અને લોકોને અલ્લાહ તઆલાની ફરમાંબરદારી તથા ઇમાનથી વેગળા કરી દીધા છે, જેમ કે મૅકપ બગડી જવાની બીકે તે વુઝૂને છોડી દે છે, જેથી વુઝૂ ન કરવાને લઇ નમાઝ પઢી શકતી નથી; બલકે નમાઝ પઢી પણ લે તો એનો તેણીને કોઇ લાભ થતો નથી, કારણ કે તેણીને એની નમાઝે ખરાબ વાતો અને કામોથી અટકાવી નથી. જ્યારે અલ્લાહ તઆલા તો ફરમાવે છે :

"બેશક, નમાઝ બેહયાઇ અને અયોગ્ય કામોથી અટકાવે છે." (સૂ. અન્કબૂત-૪૫)

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે :

"જેની નમાઝ ખરાબ કામોથી ન રોકે તો તે નમાઝ જ નથી."

તે પોતાના રોઝાને પણ ખતમ કરી નાખે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઇર્શાદ છે :

"જે (રોઝહદાર) જૂઠી વાત અને જૂઠા અમલને છોડી ન દે, તો અલ્લાહ તઆલાને એ (રોઝહદાર)ના ભૂખ્યા અને તરસ્યા રહેવાની કોઇ જરૂરત નથી."

(બુખારી–મુસ્લિમ)

શું ફેશન અને શૃંગારથી વધીને કોઇ જૂઠી વાત, ગુમરાહીનું કામ કે નાફરમાની પર હઠાગ્રહ હોઇ શકે છે ? શું તેમણે અલ્લાહ તઆલાના આ આદેશને સાંભળ્યો નથી કે ગુનાહિત કાર્યોથી સત્કાર્યો બરબાદ થઇ જાય છે ? :

"હે ઇમાનવાળાઓ ! અલ્લાહના હુકમને માનો અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કહેવા પ્રમાણે ચાલો અને પોતાના નેક કામોને વ્યર્થ ન કરો."

(સૂ. મુહમ્મદ–૩૩)

આપણે ગુમરાહીના કાર્યોથી નીડર અને આઝાદ બની પોતાના સત્કાર્યોને નકામા શા માટે કરીએ ? આ આયતના અર્થને સમજી પોતાની નેકીઓને અકારત શા માટે કરીએ ? જ્યારે કે આપણે પોતાને સંસ્કારી, શિક્ષિત અને ઉન્નત પણ કહીએ છીએ અને કુર્આન શરીફ પર ઇમાન હોવાનો આપણો દાવો પણ છે. આશ્ચર્ય છે કે કુર્આનમાં આપણે પોતાના માલિક, સર્જનહાર અને અન્નદાતાનો આ ઇર્શાદ પઢીએ છીએ :

["અને તેણીઓ પોતાની ઓઢણીઓને પોતાની છાતીઓ પર નાખી રાખે અને પોતાના શણગાર (ની જગાઓ)ને જાહેર ન થવા દે."] (સૂ. નૂર-૩૧)

-છતાં આપણે અલ્લાહ તઆલાના આદેશ વિરુદ્ધ નીડરતા દાખવીએ છીએ. તેના ગુસ્સા અને ક્રોધથી ડરતા નથી અને ગુમાન કરીએ છીએ કે આપણે બુદ્ધિવાન છીએ, નફા અને મસ્લિહતને સુપેરે સમજીએ છીએ. આહ! હકીકત એ છે કે અમુક વિદ્યાઓ (દીની) જહાલતનું પરિણામ હોય છે અને જે માણસ કુર્આનનાં નૂરથી પ્રકાશ ન મેળવે તે ગુમરાહીના અંધારપટમાં ઠોકરો ખાતો રહેશે અને ઉચ્ચ પદવીઓ મેળવવા છતાં ય જહાલતની બેડીઓમાં જકડાયેલો રહેશે.

શું સૌંદર્ય અને શૃંગાર પર હઠાગ્રહ કરનાર સ્ત્રીથી વધુ અજ્ઞાન કોઈ હોઈ શકે છે? ખાસ કરી જેને સાનભાન અને જ્ઞાન પણ હોઈ કે આ કામ અલ્લાહ તઆલાની નારાઝગીનું કારણ છે! આ તો એટલો મોટો ગુનાહ અને બુરાઈ છે કે એનાથી નમાઝ પણ તૂટી જાય છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે:

'નિઃશંક, નમાઝ બેહયાઈ અને ખરાબ વાતોથી રોકે છે.' (સૂ. અનકબૂત-૪૫)

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે:

'જેની નમાઝ ખરાબ કામોથી ન અટકાવે તેની નમાઝ જ નથી.'

આ હદીસથી આ વાત ફલિત થાય છે કે નગ્નતા એવી ખરાબી અને બુરાઈ છે કે એની સાથે માણસ નમાઝના બદલા અને સવાબથી વંચિત થઈ જાય છે. એક ઈમાનદાર અને પરહેઝગાર સ્ત્રી-જે પોતાના પાલનહારની પ્રસન્નતા અને જન્નતની ચાહક હોય, આ વાતને કેવી રીતે પસંદ કરશે કે તે આ બુરાઈ પર હઠાગ્રહ કરી નમાઝના સવાબને વેડફી નાખે અને આ રીતે અલ્લાહ તઆલાના ક્રોધથી બચાવનાર એક શ્રેષ્ઠ ચીઝથી વંચિત થઈ જાય. જાણે આ હઠાગ્રહથી તે એ વાતની પણ સાબિતી ફરાહમ કરે છે કે તે અલ્લાહ તઆલાથી ડરતી નથી, એની પ્રસન્નતાની તેણીને કોઈ જરૂરત નથી. એ જ પ્રમાણે તે રોઝાના સવાબને પણ બરબાદ કરી દે છે. કારણ કે અલ્લાહ તઆલા નગ્ન, નિર્વસ્ત્ર અને બેપર્દા સ્ત્રીઓના રોઝાઓને સ્વીકારતો નથી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું પણ ફરમાન છે :

'અમુક રોઝહદાર એવા પણ હોય છે કે ભૂખ્યા અને તરસ્યા રહેવા સિવાય તેમને હાથ કંઈ આવતું નથી.'

એટલે કે આ સ્ત્રી ભૂખી અને પ્યાસી તો રહે છે; પરંતુ તેને સવાબ અને નેકીમાંથી કોઈ ચીઝની જરૂરત હોતી નથી. સ્વગુમાનમાં એવું માને છે કે એની નમાઝો અને રોઝા એની આ નગ્નતા અને બીજા ગુનાહોનો કફ્ફારો (પ્રાયશ્ચિત) થઈ જશે, પરંતુ આ બાપડી અને અભાગી સ્ત્રી કેટલી ગાફિલ છે. એને ખબર જ નથી કે જેવી રીતે

આ નગ્નતાને દરરોજ, બલકે પ્રત્યેક સેકંડ વળગી રહે છે, તેવી જ રીતે એના સત્કાર્યો અને નેકીઓની પાયમાલીનો ક્રમ અને પરંપરા પણ ચાલુ જ રહેશે. તદુપરાંત ત અલ્લાહ તઆલાની નારાઝગીને પણ પાત્ર ઠરશે. શું આથી વધીને કોઈ નુકસાન અને બરબાદી હોઈ શકે છે ? શું આથી વધીને કોઈ જહાલત કે ગુમરાહી હોઇ શકે છે ? શું જન્નતની અવિનાશી અને કાયમી નેઅમતોની સરખામણીમાં આ નિર્લજ્જ અને નગ્નતાની તુચ્છ અને અપમાનિત લઝઝતની કોઇ નિસ્બત હોઈ શકે છે? હકીકત આ છે કે તેમણે દુનિયાને આખિરત પર સરસાઈ આપી દીધી છે. પોતાના પાલનહાર અને સર્જનહારની પ્રસન્નતા પર પોતાની મનેચ્છાઓની પ્રસન્નતાને પ્રાધાન્ય આપી દીધું છે અને આ પણ એક હકીકત છે કે આ મૂર્ખ લોકો પોતાની જાનોના જ દુશ્મન છે.

તે લોકોની હાલત કંઈક વધુ આશ્ચર્યજનક છે જેઓ સ્વગુમાનમાં સસ્કાર, સભ્યતા અને ઉન્નતિના ઝંડાધારી છે. તેઓ માત્ર ખોખલી વાતો કરે છે, જેના અર્થથી તેઓ જાતે માહિતગાર હોતા નથી. જેમ કે કહે છે કે સ્ત્રીઓની આઝાદી તો વર્તમાનયુગનો તકાદો છે તથા શિક્ષણ, સંસ્કાર અને પ્રગતિની નિશાની. પર્દો તો અંધકારમય આદિકાળની નિશાની છે, જે વર્તમાન યુગનો સાથ આપી શકતો નથી. જયારે કે હકીકત એથી ઉલટી છે. ખરો સસ્કારી અને ઉન્નત તો તે છે જે તાબેદારી અને હયાની ઓઢણી ઓઢે, પોતાના દીનને સમજે અને પોતાના માલિકથી ડરે. દીનની ઓળખાણ—મઅરિફત અને ખુદા—ખૌફી જ હકીકી ઇલ્મ—

વિદ્યા છે અને સૌથી મોટી તેહઝીબ અને તરક્કી.

આઝાદ, કુમાર્ગી તથા નગ્નતા અને બેપર્દગીનો ડોળ કરનારી સ્ત્રીનું અસ્તિત્વ આ વાતની સાક્ષી છે કે એમાં હયા નથી. તે દીનથી અપરિચિત અને ખુદાથી અજાણ છે. અથવા તો ખુદાથી માહિતગાર તો છે; પરંતુ એની નાફરમાની, દીનથી અજ્ઞાનતા અને અલ્લાહ તઆલાના આદેશોની અવગણના પર હઠાગ્રહ કરીને તે જહાલત, જુનવાણી અને નીડરતાનો ઇઝહાર કરી રહી છે.

ખરી સંસ્કૃતિ અને સામાજિક પ્રગતિ તો એ કૌમથી બેઝાર છે, જે હયાનો લિબાસ પોતાના બદન પરથી ઊતારી ફેંકે. વાળોની કઢંગી કાપકૂપ, બનાવટી વાળોની ભેળસેળ, હોઠ, ગાલ અને આંખની ભમરોના રંગોમાં ફેરફાર, વધી ગએલા નખો અને થનગન નાચ સ્ત્રીઓની પ્રગતિની નહિ, બલકે અવગતિની નિશાની છે અને આ વાતની દલીલ છે કે મુસલમાન સ્ત્રીઓ સાચી ઈસ્લામી તા'લીમને તિલાંજલી આપી ગુનેહગાર, પાપાચારી અને અધર્મી સ્ત્રીઓનું અનુકરણ કરી રહી છે. આહ ! હે પોતાની ખ્વાહિશની પૂજારીઓ ! કેટલી કમનસીબીની વાત છે કે તમે આસમાન અને ઝમીનના માલિકની નાફરમાની કરો છો અને એની કિતાબનો ઈન્કાર કરો છો ?

આ તમારી બુદ્ધિને શું થઇ ગયું છે કે તમે ગુનેહગાર અને ભૂંડી સ્ત્રીઓ માફક ગુનાહો અને અપકૃત્યો આદરો છો ? ઘણાં જ અપમાન અને ઝિલ્લતી સાથે તેણીઓનું અંધ અનુસરણ કરો છો ? આશ્ચર્ય છે કે તમે ગુનાહ અન

દુરાચારની કુટેવોનું તો સન્માન કરો છો; પરંતુ ખુદાએ જબ્બારની શરીઅતનું અપમાન કરો છો ! જ્યારે નફસાની ખ્વાહિશોની વાત હોય તો તમે સહસા તૈયાર થઈ જાવ છો ! ભલે, પછી એમાં દુનિયા અને આખિરતની ઝિલ્લતીનો કેટલોયે સામાન કેમ ન હોય ! પણ જ્યારે અલ્લાહ તઆલાની તાબેદારી અને પૈરવીની વાત આવે છે તો મુખ ફેરવી ચાલતી પકડો છો અને યુક્તિ–પ્રયુક્તિઓને અપનાવી કહો છો કે અમે વર્તમાન યુગનો વિરોધ કરી શકતાં નથી ! આ ઉનાળાની ઋતુમાં દુપટ્ટો ઓઢી શકતાં નથી ! લોકો માટે હાસ્યનો સામાન બની શકતાં નથી ! તો પ્રશ્ન એ છે કે શું અલ્લાહ તઆલાના અઝાબ અને કોપને તમે વેઠી શકો છો ?–'(હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ ફરમાવી દો કે જહન્નમની આગ ઘણી જ ગરમીવાળી છે, કાશ તમે સમજો !'

હે ઓછી અક્કલવાળી અને બીજાઓનું અંધ અનુસરણ કરનારી મૂર્ખ બહેન ! તારી આ વિચારધારા બરાબર નથી કે સર્વ લોકો જે કાંઈ કરે છે, તે સહીહ છે, કારણ કે તે ઘણાંઓનું મંતવ્ય છે. હકીકત આ છે કે વર્તમાન યુગની જૂઠી સંસ્કૃતિએ તારા સાનભાન ભૂલાવી દીધાં છે, તને ફેશનઘેલી બનાવી દીધી છે, ગુનાહ અને દુષ્ટ કાર્યોના જળપ્રલયે તને ડૂબાડી દીધી છે. કારણ કે તું મનેચ્છાઓની કેદી છે. તારું ઈમાન કમઝોર છે. તું દીની તા'લીમથી અજાણ છે. કુર્આનમજીદને પીઠ પાછળ નાખનારી છે. જો તને દીની શિક્ષણમાં પુખ્તગી અને પ્રભુત્તા નસીબ થાત તો તું આજના યુગની સ્ત્રીઓની બહુમતીના આ બિનશરઈ કાર્યોને

કદી પણ સારાં ન સમજત અને છૂટછાટ (ઇબાહિય્યત)ના આ બદતમીઝીના પ્રવાહમાં ન વહેત. કારણ કે પ્રવાહ તો મજબૂત શિલાચટાનથી અથડાઇને-ટકરાઇને વહી જાય છે. અલબત્ત, ફીણ અને કચરાને સાથે વહાવી લઇ જાય છે.

હે મુસલમાન અને આળસુ સ્ત્રી! આજના આ યુગમાં સ્ત્રીઓના કૃત્યો શરીઅત વિરુદ્ધ છે, માટે તું તેણીઓનું અનુકરણ શા માટે કરે છે? આ યુગની સ્ત્રીઓ તો ગુમ-રાહીની શિકાર છે. તું એમની સોબત અને સહવાસ કેમ પસંદ કરે છે? શું તેં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ પવિત્ર આદેશ સાંભળ્યો નથી?:

'જે મનુષ્ય જે કૌમથી મુહબ્બત કરશે, તેનો હશ્ર (ઉઠાવ) તે કૌમ સાથે થશે.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ પણ ફરમાવ્યું છે:

'જે માણસ જે કૌમની મુશાબહત (મળતાપણું) ધારણ કરે છે તે તેમનામાંથી છે.'

એ જ પ્રમાણે આ પણ ઇર્શાદે નબવી છે:

'તમારામાંથી દરેક એકબીજાની પેરવી કરનાર ન બની જાય કે તે એમ કહે કે હું તો લોકોની સાથે છું. જો લોકો સારા કાર્યો કરશે તો હું પણ સારા કાર્યો કરીશ અને જો લોકો ખરાબ કાર્યો કરશે તો હું પણ ખરાબ કાર્યો કરીશ, બલકે પોતાના દિલોને એવી ટેવ પાડો કે જો લોકો સારા

કામો કરે તો તમે પણ સારા કામો કરો અને જો લોકો ખરાબ કામો કરે તો તમે તેમની બુરાઈથી અળગા રહો.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ ભવિષ્યવાણી પણ ભાખી છે :

[‘મારી ઉમ્મતમાંથી એક જમાઅત હંમેશા હક પર અને ગાલિબ (સર્વોચ્ચ) રહેશે. તેમનો વિરોધ કરનારાઓ અને તેમનું અપમાન કરનારાઓ તેમને નુકસાન પહોંચાડી શકશે નહિ. અહીં સુધી કે કિયામત આવી જાય.'] – ખાસ

## અંધ અનુકરણ :

અમુક સ્ત્રીઓ કહે છે કે અમે તો એટલા માટે સૌંદર્યનું પ્રદર્શન કરીએ છીએ કે જેથી લોકોની લાઇનમાં ઊભા થઈ જઈએ. લોકો જેવા થઇ જઇએ. એમનાં આ દૃષ્ટિકોણ અને કથન ઘણા જ આશ્ચર્યજનક છે. આશ્ચર્ય છે કે તકવા અને હયાના કામોથી તો તમે સંકોચ અને હલકાઇ અનુભવો છો; પરંતુ બેશર્મી અને બેહયાઇના કામોથી જરા યે સંકોચ અને હલકાઇ અનુભવતી નથી ! તમે જ ન્યાયથી કહો કે એમાંથી કયું કામ વધુ શરમજનક છે ? શું તમે એટલા માટે ગુનાહિત અને અનિષ્ટ કાર્યો કરો છો કે જેથી એમના જેવી થઇ જાવ અને બદમાશ તથા પાપાચારી લોકો તમારી મઝાક ન ઉડાવે ? શું તમે ચોર લોકોમાં ભળી જઇ એટલા માટે ચોરી કરો છો કે ચોર તમારી મશ્કરી ન કરે ? શું તમે એ કારણે શરાબ પીવા માંડશો કે શરાબીઓ તમારી ઠેકડી ન ઊડાવે ? શું તમે એ કારણસર અત્યાચારી બની જશો

કે ઝાલિમ લોકો તમને મઝાક-ઠઠ્ઠાનું નિશાન ન બનાવે ? શું ગુનેહગારો અને અલ્લાહ તઆલાના નાફરમાનોની બીકથી તમે સદાચાર અને સદ્ગુણોના બદલે પાપાચાર અને અવગુણો અપનાવી રહ્યા છો ? અને અલ્લાહ તઆલાની રઝામંદી પર એમની રઝામંદીને પ્રાધાન્ય અને સરસાઇ આપી રહ્યા છો ? !

હે સન્માનીય બહેનો ! આ મશ્કરીખોર અને મસ્તીખોર લોકો તમને ખતરનાક નજરે એટલા માટે જુએ છે કે લાંબી મુદ્દતથી તેમના કાનોએ ઇઝઝત અને અદબનું નામ સુદ્ધાં સાંભળ્યું નથી. લાંબા સમયથી ઈસ્લામી અહકામને તેઓ ભૂલી બેઠા છે, માટે તમે એમને તે આદાબ અને વિવેક બતાવી દો-યાદ અપાવી દો, જેને તેઓ વિસરી ગયા છે. પ્રમાદી અને ગાફિલ બહેનો માટે તમે એક સુંદર નમૂનો બની જાઓ. પોઢી ગયેલી આંખો અને મૃત દિલો માટે તમે પ્રકાશમય દીપ બની જાઓ. ઇસ્લામે શીખવેલ વિવેક, સન્માન, આદર અને તકવાના નૂરને પોતાના માટે ગર્વપાત્ર સમજો. કારણ કે તમે ઈઝઝત અને ગર્વના આકાશ પર બિરાજમાન છો અને તેઓ બેઇઝઝતી અને બદનામીના પાતાળમાં ચાલ્યા ગયા છે. તમે ઇમાનદાર અને નેક લોકોના પગલે પગલે ચાલો છો અને તેઓ અલ્લાહના નાફરમાનો, ગુનેહગારોનુ અંધ અનુકરણ કરે છે. એમની મસ્તી મશ્કરીના જવાબમાં તમે પણ તે જ સંભળાવો, જે હઝરત નૂહ (અલૈ.)એ પોતાની કૌમના દુષ્ટ લોકોને ઉદ્દેશીને કહ્યું હતું :

'તમે જેવી રીતે (આજે) અમારી મશ્કરી કરો છો, એવી જ રીતે અમે પણ (કોઇ વખતે) તમારી મશ્કરી કરીશું.

તમે જલ્દી જાણી લેશો કે (દુનિયામાં) કોના ઉપર એવો અઝાબ આવે છે, જે તેને અપમાનિત કરશે અને (આખિરતમાં) કોના ઉપર કાયમી અઝાબ ઉતરે છે.'

(સૂ. હૂદ, ૩૮-૩૯)

પછી વિચારો કે કેટલી આશ્ચર્યજનક વાત છે કે અમુક સ્ત્રીઓ સમજે છે કે શોખ અને ઘેરા મૅકપ અને મોટા મોટા નખોના જ પ્રતાપે એમનું માન અને ઈઝઝત છે. હાલાં કે એમની ઇઝ્ઝતની બુનિયાદ બુદ્ધિ, તકવા અને વિવેક હોવી જોઈએ અને એથી યે વધુ આશ્ચર્યચકિત વાત આ છે કે પ્રગતિના ગુમાનમાં રાચનારી અને પેરીસની સ્ત્રીઓનું અંધ અનુકરણ કરનારી સ્રીઓ મુત્તકી, પરહેઝગાર અને ચારિત્ર્યવાન સ્રીઓની ઠેકડી ઉડાવે છે! મઝાક કરે છે! હાલાં કે એમનાથી વધુ મઝાકને પાત્ર બીજું કોણ હોઈ શકે છે? પરંતુ અફસોસ છે કે આજના ફિત્નાસભર યુગમાં પરિસ્થિતિ એટલે સુધી પહોંચી ગઈ છે કે કુફ્ર અને જહાલત ઇમાન અને પાપાચાર સામે તથા બેશર્મી અને બેહયાઇ પવિત્રતા અને પરહેઝગારી સામે યુદ્ધના મેદાને પડેલાં છે.

હે ઈમાનદાર અને પરહેઝગાર સ્રીઓની મઝાક કરનાર સ્રીઓ! ધ્યાનપૂર્વક સાંભળી લો કે આજે તમે એમની મઝાક કરો છો, પરંતુ હિસાબના દિવસે તેણીઓ તમારી મઝાક કરશે :

'બેશક જે લોકો પાપી હતા. (કાફિરો) તે ઈમાનવાળાઓ (ને દુનિયામાં હલકા સમજી તેઓ)થી હસતા

હતા અને જ્યારે ઈમાનવાળાઓ તેઓની પાસેથી પસાર થતા ત્યારે (તુચ્છતાથી) પરસ્પર આંખોના ઈશારા કરતા હતા અને જ્યારે તેઓ પોતાના ઘરે પાછા ફરતા તો (એમની જ) વાતો બનાવતા પાછા વરતા હતા અને જ્યારે એમને જોતા તો કહેતા કે બેશક, આ લોકો જ અવળે માર્ગે જઈ પડયા છે (ભટકી ગયા છે) અને તેઓ (મુસલમાનો) એમના (કાફિરો) ઉપર રક્ષક બનાવીને મોકલવામાં આવ્યા નથી તો આજે (કિયામતના દિવસે) ઈમાનવાળાઓ ત કાફિરો પર હસતા હશે. તખતો પર (બેસી તેમનો તમાશો) જોઈ રહ્યા હશે. (અને આપસમાં કહેશે કે) હવે કાફિરોને તેમના કૃત્યોનો ઠીક બદલો મળ્યો છે.'

(સૂ. મુતફફિફીન ૨૯ થી ૩૬)

અમુક માં-બાપ એવું વિચારે છે કે એમની પુત્રીઓના શણગાર અને ઝીનતના દેખાવ તથા સૌંદર્ય અને ખૂબસૂરતીના પ્રદર્શનથી પુત્રીઓની શાદીનો માર્ગ નીકળી આવશે. જાણે પ્રદર્શનની ચીઝોની માફક તેઓ પોતાની પુત્રીઓને પણ બજારમાં મૂકી રહ્યા છે. અફસોસ, આવી વિચારસરણી ધરાવતા માં-બાપ એવું સમજતા નથી કે જે માણસ માત્ર એ સ્ત્રીઓના સૌંદર્ય અને નાઝ-નખરાંના લઈ શાદી કરવા ઈચ્છે છે અને તે આ વાતની બિલકુલ પરવા કરતો નથી કે એવી સ્ત્રીઓ શર્મ-હયાથી કોરી હોય છે અને તેણીઓ ઈસ્લામી અદબો અને પ્રણાલિકાઓની પરવા કરતી નથી તો આવો માણસ ફાસિક, ગુનેહગાર અને મનેચ્છાઓનો પૂજારી છે. એને તો માત્ર સૌંદર્યવાન શરીરની જરૂરત છે. પછી ભલેને તે બેહયા જ કેમ ન હોય. એને સ્વચ્છ હૃદયી,

પરહેઝગાર અને સઆદતમંદ શરીરની જરૂરત નથી. આ પ્રકારનો માણસ કદાપિ નેક અને પ્રતિષ્ઠિત પતિ બની શકવાનો નથી.

જે માણસ કોઈ સ્ત્રીથી શાદી કરવા માટે તકવા, ઈજ્ઝત, હયા અને દીનદારીને માપદંડ બનાવે તે જ સાચો મુસલમાન અને વાસ્તવિક રીતે નેક પતિ બની શકે છે અને હકીકત આ છે કે તકવા વિના કોઈ સઆદત પ્રાપ્ત થઈ શકતી નથી અને ન તો માણસ સહીહ રીતે દીનદાર બની શકે છે. અલ્લાહનો ડર, અડગતા અને તટસ્થતા (ઇસ્તિ-કામત)ની બુનિયાદ છે અને ઇસ્તિકામત સઆદતમંદીની દલીલ છે. જેના દિલમાં ખુદા ખૌફીએ જગા લઈ લીધી હશે તે કોઈથી પણ ડરી શકતા નથી. માટે હે લોકો ! પોતાની દીકરીઓની શાદી માટે પરહેઝગાર માણસોની વરણી અને પસંદગી કરતા રહો. કારણ કે તેઓ જ્યારે પત્નીઓથી પ્રેમ કરશે તો એમનું સન્માન પણ કરશે અને તેમનાથી મુહબ્બત નહિ કરે તો એમના પર અત્યાચાર ગુજારશે. યાદ રાખો, કોઈ પણ શહુવતપરસ્ત, મનેચ્છાઓના વશભૂત જાનવરના નિકાહની જાળમાં પોતાની છોકરીઓને-કુમળીઓને કદાપિ ફસાવશો નહિ. નહિતર આ અભાગીઓ જ્યારે પોતાની કામના-ભૂખને સંતોષી લેશે અને એમના શરીરને કીડાઓ માફક કોરી ખાશે તો એમને ચૂસેલા હાડકાંની જેમ ફેંકી દેશે, કારણ કે આ લોકો શર્મ-હયાથી કોરા છે તથા ઇન્સાની સઆદત અને શરાફતના અર્થ-ભાવાર્થથી અજાણ છે.

હવે હું તે બહેનોની સેવામાં કંઇક કહેવા ચાહું છું, જેઓ કહે છે કે અમે તો માત્ર પોતાના પતિની પ્રસન્નતા માટે શૃંગાર અને સૌંદર્યનો દેખાવ કરીએ છીએ. શું જરૂરી છે કે તેણીઓનું આ કારણ અલ્લાહને ત્યાં સાંભળવા અને સ્વીકારવામાં પણ આવે? જ્યારે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે :

'ખાલિકના આદેશોની અવગણના અને અવહેલના કરીને મખ્લૂકનું આજ્ઞાપાલન કરી શકાશે નહિ.'

અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

'આજ્ઞાપાલન માત્ર નેક કામોમાં જ થઇ શકશે.'

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

'હે ઇમાનવાળાઓ! અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી કરો અને તમારામાંના સત્તાધીશોની પણ, (પેરવી કરો.') (સૂ. નિસાઅ)

શું એનો અર્થ આ છે કે અલ્લાહ તઆલા અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી પહેલાં હાકિમો અને સત્તાધીશોની તાબેદારી વાજિબ છે? કદાપિ નહીં, તો તું પોતાના સર્જનહાર અને પાલનહારને નારાઝ કરી પોતાના શવહરને કેમ ખૂશ કરે છે? તેઓમાંથી કોણ એ વાતનો મુસ્તહિક છે કે જેની પેરવી કરવામાં આવે અને જેનો ડર રાખવામાં આવે? આ દુરાચારી અને ગુનેહગાર પતિ જે તને ગુનાહ અને દુરાચારનો આદેશ આપે છે

અને શર્મ–હયા કરવાની તલ્કીન કરતો નથી, સ્વજાતને અઝાબે ઇલાહીથી બચાવી લેશે ?

જો તું સાચી અને પાકી ઈમાનદાર હોત તો આવા ગુનેહગાર અને દુષ્ટ પતિની સોબતમાં રહેવાને લેશમાત્ર પોતાનું સૌભાગ્ય ન સમજત; બલકે તેને દુર્ભાગ્ય અને બદબખ્તી લેખત અને તું આનાથી છૂટકારામાં જ પોતાની ભલાઇ સમજત. કારણ કે આ અસંભવિત છે કે પાક રૂહ કોઇ નાપાક રૂહના સહવાસમાં રહી જીવન વ્યતિત કરી શકે અને આ પણ અસંભવિત છે કે કોઇ મુઅમિન કોઇ ફાસિક, ગુનેહગાર અને મુનાફિકથી મુહબ્બત કરે અને એની સોબતને પોતાની સઆદત માટે કારણભૂત સમજે. અલ્લાહ તઆલાનું ફરમાન છે :

'જે લોકો અલ્લાહ તઆલા અને આખિરતના દિવસ પર ઇમાન રાખે છે, તેઓને તું એવા લોકો સાથે મિત્રાચારી કરતાં જોઇશ નહિ, જેમણે અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો વિરોધ કર્યો છે, ભલેને તેઓ તેમના બાપ હોય કે પુત્રો હોય અથવા તેમના ભાઇઓ હોય કે કુટુંબીજનો હોય. આ તે લોકો છે, જેમના દિલોમાં અલ્લાહ તઆલાએ ઇમાન લખી (જમાવી) દીધું છે અને પોતાના ગૈબી ફૈઝથી તેમની સહાય કરી છે અને (આખિરતમાં) તેમને એવા બગીચાઓમાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહેતી હશે, તેમાં તેઓ સદા રહેશે; અલ્લાહ તેઓથી રાજી થઇ ગયો અને તેઓ અલ્લાહથી રાજી થઇ ગયા, તેઓ જ અલ્લાહના લશ્કરો છે. સુપેરે સાંભળી

લો ! બેશક, અલ્લાહના લશ્કરો જ સફળ થનાર છે.'
(સૂ. મુજાદલહ, ૨૨)

## બેપર્દગી, સર્વ માટે હરામ :

શયતાને ઘણી સ્ત્રીઓને આ ધોકામાં સપડાવી રાખી છે કે હમણાં તો એમનું બાળપણ છે, જવાની યુગ તો હજુ શરૂ થયો જ નથી, જેથી પર્દો ન કરવામાં વાંધા જેવું કંઇ નથી, જાણે પર્દો જવાની અને વૃદ્ધતાને છૂપાવવા માટે છે. સૌંદર્ય અને ખૂબસૂરતીને છૂપાવવા માટે નથી અને અલ્લાહ તઆલા તો ફરમાવે છે :

'અને ઘરડી સ્ત્રીઓ કે જેણીઓને નિકાહની કંઇ જ આશા ન રહી હોય, તેણીઓ પોતાના (વધારાના) કપડાં ઉતારી મૂકે તો તેણીઓ પર કંઈ ગુનોહ નથી. એ શર્તે કે પોતાની શણગાર (ની જગ્યા) ખુલ્લી ન કરે અને એથી પણ બચે તો તેણીઓ માટે બેહતર છે અને અલ્લાહ તઆલા સાંભળનાર (તથા) જાણનાર છે.' (સૂ. નૂર, ૬૦)

એટલે કે જ્યારે કોઇ સ્ત્રી ઘડપણની એટલી વયે પહોંચી જાય કે પત્નીત્વના જઝબા ઠંડા પડી જાય તો માથાથી કપડું ઉતારી લેવામાં કંઈ વાંધો નથી. એ શર્તે કે એનો મકસદ સૌંદર્ય અને રૂપનો દેખાવ ન હોય, કારણ કે એના સફેદ વાળ અને કરચલીઓવાળું મુખ દિલો અને આંખો માટે ફિત્નાનું કારણ બની શકતાં નથી; પરંતુ સ્ત્રી જ્યારે સૌંદર્યવાન અને કુંવારી હોય અથવા કોઇ પણ ઉંમરની હોય અને ફિત્ના માટે કારણભૂત હોય તો તેણીએ

પોતાના સૌંદર્ય અને શણગારને પાપાચારી અને દુષ્ટ લોકોની નજરોથી બચાવવા વાજિબ છે. મુઅમિન અને પરહેઝગાર લોકોની નજરોથી પણ બચાવે. કારણકે તેઓ એ વાતથી કષ્ટ અનુભવે છે કે એમની નજરો કોઇ એવા સૌંદર્ય અને શણગાર પર પડે, જેના તરફ જોવું એમના માટે હલાલ નથી. તેઓ પ્રત્યેક પળે ખૌફે ખુદાને નજર સમક્ષ રાખે છે, કારણ કે તેઓ જાણે છે કે અલ્લાહ તઆલા એમને જોઇ રહ્યો છે. એમનો હરેક અમલ એની સામે છે, ભલે પછી તે નાનો હોય કે મોટો, સારો હોય કે ખરાબ.

અમુક સન્માનપાત્ર બહેનો એવી પણ છે, જે એક તરફ તો એમ કહે છે કે હવે તેણીઓ મોટી ઉંમરે પહોંચી ગઇ છે. માટે કોઇ માણસ તેમની તરફ નજર ઉઠાવીને જોશે નહિ; પરંતુ બીજી તરફ બનાવ-શૃંગારમાં પણ કોઇ તક જતી કરતી નથી અને સમય પસાર થવાથી સૌંદર્ય અને ખૂબસૂરતીમાં જે કમી આવતી જાય છે, તેને મૅકપ વગેરેથી દૂર કરવાના પ્રયાસો કરે છે. જ્યારે કે અલ્લાહ તઆલાએ તો વૃદ્ધ સ્ત્રીઓને પણ સૌંદર્ય અને શણગારનું પ્રદર્શન કરવાની મનાઇ ફરમાવી છે અને અલ્લાહ તઆલાના આ આદેશમાં પણ અગણિત હિકમતો અને મસ્લિહતો છુપાયલી છે. દાખલા તરીકે અમુક સ્ત્રીઓનું સૌંદર્ય અને જમાલ પચાસ-સાઠ વર્ષની ઉંમરે પણ બાકી રહે છે, જો થોડો-ઘણો ફેરફાર આવી જાય અને તેને મૅક-અપથી દૂર કરી લે તો તે પોતાની અસલ ઉંમરથી ઘણી જ નાની માલૂમ પડશે અને કેટલાયે બદનિય્યત લોકો ગેરસમજફેરના શિકાર થઇ જશે.

અમુક સ્ત્રીઓને એવું પણ કહેતાં સાંભળી છે કે અમારે પર્દાની જરૂરત નથી, કારણ કે અમે ખૂબસૂરત નથી. માટે અમારી તરફ કોઇ માણસ નજર કરશે નહિ આ માત્ર એમનો ઝબાની દાવો છે અને તેણીઓ પોતાના જ અમલથી તેને જૂઠાડી રહી છે. જો હકીકતમાં તેમનો આ દાવો સાચો હોત તો તેણીઓ આ પ્રમાણે બનાવ-શૃંગારનો પ્રબંધ ન કરત; બલકે જો તેણીઓ બદસૂરત હોત તો બદસૂરતી (ની ઐબ)ને પર્દાથી છૂપાવી લેત.

માનનીય બહેનો ! આ વાત પર પણ વિચારો કે દરેક માણસનો સ્વભાવ અને આકર્ષણ જુદું હોય છે. કેટલાક માણસો નાઝુક અને પાતળી સ્ત્રીઓને પસંદ કરે છે તો કેટલાક ગોશ્ત અને ચરબીથી ભરાવદાર મોટી-તાઝી સ્ત્રીઓને. અમુક માણસો લાલ અને સફેદ રંગવાળી સ્ત્રીઓને પસંદ કરે છે તો અમુક ઘઉંવર્ણ સ્ત્રીઓને. માટે શકય છે કે તમારી બદસૂરતી જ અમુકની નજરોમાં ખૂબસૂરતી અને સૌંદર્ય હોય; બલકે અમુક ખબીસ તબિયતના લોકો એવા પણ હોય છે, જેમનો હેતુ માત્ર શહવત-પરસ્તી હોય છે અને તેમને ખૂબસૂરતી તથા બદસૂરતીથી કોઇ લેવા દેવા હોતી નથી, જેવી રીતે કે મહરૂમ અને ભૂખ્યા લોકોને તો પેટના ખાડાને પૂરવા માટે માત્ર કંઈક જોઇએ. તેઓને એનાથી કોઇ સંબંધ અને મકસદ હોતો નથી કે ખોરાક સારો છે કે નઠારો ? બસ, પર્દાનો પ્રબંધ દરેક સ્ત્રી પર ફર્ઝ છે, પછી ભલેને તે ખૂબસૂરત હોય કે બદસૂરત, મોટી વયની હોય કે નાની વયની. તેણીએ સૌંદર્યના દેખાવની કોઇ પણ સૂરતને કદાપિ અપનાવવી જોઇએ નહિ.

પર્દો કરવા અને મેળ-મેળાપ ન રાખવામાં એટલી તો હિકમતો અને મસ્લિહતો છે કે જેને માત્ર બુદ્ધિવાનો જ સમજી શકે છે. પર્દાથી માત્ર સૌંદર્ય અને ખૂબસૂરતી જ છૂપાવાતી નથી; બલકે એનાથી બદસૂરતી પણ છૂપાઈ જાય છે. માટે પર્દાથી ન તો બદસૂરત પોતાની બદસૂરતીના કારણે શરમ અને હયાનો શિકાર થાય છે અને ન તો ખૂબસૂરત પોતાના સૌંદર્ય અને ખૂબસૂરતીથી ગર્વિષ્ઠ ! પર્દાની વ્યવસ્થા હોય તો કોઈ કદરૂપી સ્ત્રીનો પતિ સૌંદર્ય-વાનની ખૂબસૂરતી નિહાળીને પસ્તાવાના કારણે હસદ અને અદેખાઈનો શિકાર થશે નહિ; બલકે અમુક લોકો તો એવા પણ હોય છે કે ભલે એમની પત્ની કેટલીયે રૂપવાન અને સૌંદર્યવાન કેમ ન હોય, સાધારણ ખૂબસૂરતને જોઈને પણ એમનું દિલ લલચાવા લાગે છે અને તેઓ પોતાની કામના-ભૂખ સંતોષવા માટે સર્વ કાંઈ કરી છૂટે છે. આ વાતની જરા યે પરવા કરતા નથી કે એમના અયોગ્ય પગલાં અને અપકૃત્યોના કારણે કેટલી શીયળ (ઈસ્મત) બરબાદ થાય છે. કેટલા કુટુંબોની ઈઝ્ઝત માટીમાં મળી જાય છે અને તેઓ કેવી રીતે અલ્લાહ તઆલાના કોપના શિકાર થઈ જાય છે.

સ્ત્રીનો પોતાની ખૂબસૂરતીનો દેખાવ અતિ નુકસાનકારક અને ખતરનાક છે. એનાથી કેટલાયે કુંટુંબો બરબાદી અને વિનાશની ઊંડી ગર્તામાં ઢસડાઈ જાય છે અને એવી ઝિલ્લત-અપમાન ભોગવે છે, જેનું દૃષ્ટાંત મળતું નથી માટે સ્ત્રી-ઓની સેવામાં હું ગુઝારિશ કરીશ કે તમે પોતાના સૌંદર્યને છૂપાવો, જે અત્યંત ફિત્નાપોષક છે, માનવ આત્માઓની

ગુમરાહી માટે કારણરૂપ છે, અખ્લાક અને આદાબની તબા-હીનો સંદેશ લઇને આવે છે. પોતાના પાલનહારે બતાવેલી સીમાઓને ન ઓળંગો અને પોતાનાં રૂપ અને સૌંદર્યને છૂપાવી રાખો. જેવો કે તેણે આદેશ આપ્યો છે.

તે સ્ત્રી કેટલી નેકબખ્ત છે, જેનું પવિત્ર સૌંદર્ય બેગુનાહ હોય, જેણે કોઈને તકલીફ પહોંચાડી ન હોય, કોઈની શહવતને ઉભારી ન હોય અને એના પવિત્ર શરીર પર કોઈની નજરો પડી ન હોય. ખૂબસૂરતીની સાચવણી-જાળવણી કરવામાં આવે તો તે નેકબખ્તી અને મહાન નેઅમત છે અને જો હિફાઝત કરવામાં ન આવે તો એનાથી મોટી બદબખ્તી કોઈ નથી. કારણ કે તે સૌંદર્ય અને ખૂબસૂરતી શયતાન છે, જે બેશર્મી અને બેહયાઇ પર ઉશ્કેરે અને પાપાચાર તથા ગુમરાહીના ખાડાઓમાં ઢસડીને લઈ જાય. આવા સૌંદર્યથી ખરાબ વસ્તુ બીજી શી હોઈ શકે છે?

ખુદાના સમ ! પોતાના સૌંદર્યનું પ્રદર્શન કરનારી બહેનો ! પોતે સ્વજાતને પ્રશ્ન કરો કે તમે મુસલમાન છો અને જો હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ સૂરતમાં તમને પરાયા માણસો વચ્ચે નિહાળે તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શું ફરમાવશે ? તમને એ પણ ખબર છે કે અલ્લાહ તઆલા તમામ ચાલચલગતથી સુપેરે માહિતગાર છે. તમે જરા વિચારો કે શું તમારી આ હાલત પર તે ખૂશ છે ? અને જો તે ખૂશ નથી; બલકે નારાઝ છે તો જરા વિચારો તો ખરા કે તેનો બદલો કેટલો સખ્ત

હશે, તે તમને દોઝખમાં મોકલી આપશે અને જન્નતમાં પ્રવેશવાની બિલકુલ રજા આપશે નહિ. જન્નતમાં પ્રવેશવાની તો દૂરની વાત રહી, જો તમારી આ જ હાલત રહી તો તમે એની ખૂશ્બૂ પણ પામી શકશો નહિ. જેમ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે :

[‘મારી ઉમ્મતના બે જૂથો જહન્નમી છે. એક તો તે જેમની પાસે ગાયની પૂંછડી જેવા કોરડાઓ–સાટકાઓ હશે, જેના વડે તેઓ લોકોને મારશે અને બીજું જૂથ તે સ્ત્રીઓનું હશે જે જાહેરમાં તો પોશાક પહેરનારી છે, પણ હકીકતમાં નગ્ન છે. લોકોને પોતાના તરફ આકર્ષવાવાળી છે. એમના માથાઓ બુખ્તી ઊંટોની કાંધો જેવા છે. તેણીઓ પણ જન્નતમાં દાખલ થઈ શકશે નહિ, ન તો જન્નતની સુગંધ પામી શકશે, જ્યારે કે જન્નતની ખૂશ્બૂ પાંચસો વર્ષના અંતરથી સૂંઘી શકાશે.’] – મુસ્લિમ

હકીકત આ છે કે તું શયતાનના પગલે ચાલી છે. તેં શયતાનના આદેશોને માથે ચઢાવ્યા છે. કુર્આની આદેશોને તિલાંજલી આપી છે. રહમાની મર્યાદાઓને ઓળંગી ગઈ છે. ગુનાહ, પાપાચાર અને અલ્લાહ તઆલાની નાફરમાનીને અપનાવી છે :

‘અને જે માણસ અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરશે અને અલ્લાહ તઆલાએ નક્કી કરેલી હદોને ઓળંગી જશે તો અલ્લાહ તઆલા તેને આગમાં દાખલ કરશે, જેમાં તે

સદા રહેશે અને તેને અપમાનયુક્ત અઝાબ થશે.'

(સૂ. નિસાઅ, ૧૪)

હે અલ્લાહ તઆલાની નાફરમાન સ્ત્રીઓ ! અલ્લાહ તઆલાના ક્રોધથી ડરો. મનેચ્છાઓએ તમને અંધ બનાવી દીધી છે અને શયતાને તમને એ પ્રમાણે ભટકાવી દીધી છે કે તમે હરામને હલાલ સમજવા લાગી છો. ઈર્શાદે ખુદાવંદી છે :

'ભલા, જે માણસને એના દુષ્કાર્યો સારા કરીને દેખાડવામાં આવે અને એ તેને સુંદર સમજવા લાગે તો (શું એ માણસ સત્કાર્યો કરનાર જેવો થઈ શકે છે ?) બેશક, અલ્લાહ તઆલા જેને ચાહે છે ગુમરાહ કરે છે અને જેને ચાહે છે હિદાયત આપે છે.' (સૂ. ફાતિર, ૮)

આ વાતોથી તે જ લોકો નસીહત અને બોધ ગ્રહણ કરે છે જેમના પેહલૂમાં આજ્ઞાપાલક દિલ છે. હે ગાફિલો ! જાગૃત થઈ જાઓ. દિલના ઊંડાણમાં ઈલાહી આદેશોને સ્થાન આપો. અલ્લાહ તઆલાની આજ્ઞાપાલક બનીને તેના સમક્ષ પોતાનું શિશ નમાવી દો. જહાલતકાળની સ્ત્રીઓ માફક પોતાના સૌંદર્ય અને રૂપનું પ્રદર્શન ન કરતી ફરો. રોકાઈ જાવ, તૌબા કરો, એ પહેલાં કે તૌબા–પશ્ચાતાપનો સમય નીકળી જાય.

## પુરુષોની સેવામાં :

હું જરૂરી સમજું છું કે જેવી રીતે મેં અગાઉના

પૃષ્ઠોમાં સ્ત્રીઓ વિષે ચર્ચા કરી છે, એવી જ રીતે હવે પુરુષોની સેવામાં પણ થોડી વાતો રજૂ કરી દઉં, કારણ કે આ સૌંદર્ય અને કુઝૂલખર્ચીના લઇ સ્ત્રીઓ જે બદઅખ્લાકીની શિકાર થઈ છે, તેની માત્ર તેણીઓ જ જવાબદાર નથી; બલકે તેમને આ હદે પહોંચાડવામાં પુરુષોએ પણ અગત્યનો ભાગ ભજવ્યો છે; બલકે હકીકત આ છે કે પુરુષોની અજ્ઞાનતા અને આખિરતની પૂછપરછની બેભાનીએ જ સ્ત્રીઓને આ સ્થાને પહોંચાડી છે. કારણ કે પુરુષો પર બાપ, ભાઇ અને પતિ તરીકેની જવાબદારી છે કે તેઓ સ્ત્રીઓ પર પાબંદી અને બંધન મૂકે અને તેણીઓને અવળા માર્ગથી રોકે. હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે :

'તમારામાંથી પ્રત્યેક માણસ સત્તાધીશ અને નિગેહબાન છે અને તેના હાથ નીચેના લોકો-રઇય્યત વિષે તેનાથી પડપૂછ થશે.'

માણસને આ વાતનો પણ આદેશ છે કે તે સ્ત્રીઓને સંસ્કાર, અખ્લાક, દીન-દુનિયા અને આખિરતની વાતો શીખવે. જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે :

'પુરુષો સ્ત્રીઓ પર સરદાર છે.' (સૂ. નિસાઅ. ૩૪)

એટલે કે પુરુષો આ વાતના નિગેહબાન અને જવાબદાર છે કે તેઓ સ્ત્રીઓને સદ્કાર્યો શીખવે. સારી કેળવણી આપે. એમની હાલતની પુછપરછ કરતા રહે. તકવા અને અદબની તા'લીમ આપે. જેમ કે બારી તઆલાનો ઈર્શાદ છે :

'અને જે સ્ત્રીઓની નાફરમાનીની તમને બીક હોય તો (પ્રથમ) તેમને (નરમીથી) સમજાવો અને (ન માને તો) પથારીમાંથી જુદી કરો. (એની સાથે સૂવાનું છોડી દો) અને (તે છતાં ન માને તો થોડો) માર મારો.'

(સૂ. નિસાઅ, ૩૪)

સ્ત્રીઓને પુરુષોએ જ ખરાબ કરી છે અને તેમના માટે બગાડ અને ખરાબીના દ્વાર તે બાપ અથવા પતિએ ઉઘાડયા છે, જેને ખુદા પાકની ઓળખ નથી, જે સન્માર્ગથી ભટકી ગયો છે. જે ધર્મ અને અખ્લાકથી અજ્ઞાન છે. કેટલી યે અભાગી બાળાઓ એવી છે, જે પોતાના બાપની ગુમરાહીના કારણે ગુમરાહ છે; હયા અને દીનથી નાવાકેફ છે, કારણ તેણીઓનું પાલન-પોષણ શયતાનોની ગોદમાં થયું છે અને પછી જ્યારે આ ગુમરાહ અને શયતાનસિફત બાપ પોતાની બાળાઓને ગુનેહગાર અને ફાસિક પતિઓને સુપ્રત કરી દે છે, તો એમના દીન અને ઈમાનનું બિલકુલ દેવાળું નીકળી જાય છે, એ જ કારણ છે કે તેઓ ઈમાનના દાવેદાર હોવા છતાં ઇલાહી આદેશોને અપનાવતા નથી. જ્યારે કે ઈમાનીઓની શાન તો આ હોય છે કે :

'ઈમાનવાળાઓની વાત તો એ જ છે કે જ્યારે તેમને અલ્લાહ અને રસૂલ તરફ તેમના દરમિયાન (ના ઝઘડાનો) ફેંસલો કરવા માટે બોલાવવામાં આવે છે તો (ખૂશીથી) કહે છે કે અમે સાંભળ્યું અને હુકમ માની લીધો અને એવા જ લોકો (આખિરતમાં) સફળતા પામનાર છે.'

જો તેઓ હકીકી રીતે મુઅમિન હોત તો ઇલાહી

આદેશોનું ઉલ્લઘંન ન કરત, તેની બજામણીમાં સુસ્તી અને આળસથી કામ ન લેત; બલકે, નસીહતથી લાભ ઉઠાવત. જેમકે અલ્લાહ પાકનો ઈર્શાદ છે :

'અને નસીહત્ત કર્યા કરો, કારણ કે નસીહત ઈમાનવાળાઓને લાભ જ આપે છે.' (સૂ. ઝારિયાત, ૫૫)

કુર્આન શરીફ પર ઈમાન ધરાવનાર બાપને ખુદાના સોગંદ આપીને કહું કે બતાવો, શું આ તકવા અને ઈમાનની વાત છે કે તમે કુર્આને મજીદમાં પર્દા વિષેના પાક પરવરદિગારના અહકામને તો પઢો; પરંતુ પોતાની છોકરીઓને અલ્લાહની નાફરમાનીથી ન રોકો, ન ટોકો. શું આ છોકરીઓ માટે મુહબ્બત અને શફકત છે કે તમે તેણીઓને ઈલાહી ગઝબના શિકાર જુઓ; પરંતુ શયતાનના પંજાથી ન બચાવો! શું તમે ખુદાપાકના આ ઈર્શાદને સાંભળ્યો નથી? :

'હે ઈમાનવાળાઓ! તમે પોતાની જાતને તથા પોતાના ઘરવાળાઓને તે આગથી બચાવો કે જેનું બળતણ માણસો તથા પત્થરો છે.' (સૂ. તહરીમ, ૬)

હે પત્થરદિલ બાપ! અફસોસ કે તેં પોતાની બાળાઓની ધાર્મિક કેળવણીની સંભાળ ન રાખી અને તેમને હમેશાની સઆદત-નેકબખ્તીથી વચિત કરી દીધી. તેં એમને દુન્યવી સાધન—સામગ્રી વસાવવા, પરાયી ભાષાઓ શીખવવા અને યુરોપિયન ટેવો કેળવવા અને શીખવવામા કોઇ તક જતી કરી નથી; પરંતુ અફસોસ કે તેં એમને અલ્લાહની પેરવી અને કુર્આનની તા'લીમ ન શીખવી.

અફસોસ આપણે અને આપણી છોકરીઓને કિયામતના દિવસે કેટલી બદબખ્તી અને પસ્તાવાનો સામનો કરવો પડશે ! ! !

કેટલા ય પતિ અને બાપ એવા છે જે સ્વજાતને મુસલમાન કહાવે છે અને પોતાની પત્નીઓ અને પુત્રીઓને સ્ત્રી–પુરુષોની સહિયારી મજલિસો અને શર્મ–હયાથી કોરી રમત–ગમતની કલબોમાં લઈને હરે ફરે છે. ઝુલ્મ પર ઝુલ્મ તો એ કે તેઓ પોતાની આંખોએ પોતાની પત્નીઓ અને પુત્રી-ઓને જુએ છે કે તેમણે એવો લિબાસ પરિધાન કરી રાખ્યો છે કે તે શરીર પર હોવા છતાં પણ તેણીઓ નગ્ન જ દેખાય છે. ખુદ પુરુષો તરફ ત્રાંસી નજરોથી જુએ છે અને પુરુષોને પોતાની તરફ જોવા મજબૂર કરે છે. ચાલતી વખતે છાતી-ઓને ફેલાવે અને ફુલાવે તથા નિતંબો–મળદ્વારોને ખૂબ હલાવે છે અને વાળોની નિતનવી સ્ટાઈલો બનાવે છે. આ સર્વ કાંઈ જોવા છતાં ય નામના એ મુસલમાન પતિઓ અને પિતાઓના મુખ ગયરતથી લાલ થયા નથી; બલકે આ બધું નિહાળીને તેઓ ખૂશી અને ગર્વ અનુભવે છે. આહ ! આપણે તે ગયરત અને હમિય્યતથી કેટલા મહરૂમ થઈ ગયા છે, જે આપણા પૂર્વજોનાં પ્રતીક (ઓળખ ચિહ્ન) લેખાતા હતાં ! !

મને તો આશ્ચર્ય એ વાતનું છે કે આ કેવા પુરુષો છે જે પોતાની પત્નીઓ અને પુત્રીઓને આવી સ્થિતિમાં જુએ છે અને એમના પુરુષત્વની ગયરત જોશમાં આવતી નથી. તેઓ આ કેવી રીતે સાંખી લે છે કે પરાયા માણસોની

નજરો એમના કુટુંબની સ્ત્રીઓના મુખો અને શરીરો પર પડે અથવા ગેરમહરમ (જેમની સાથે નિકાહ જાઈઝ છે) પુરુષોના કાન તેણીઓની સુમધુર અને સુરીલી અવાજથી લાભવંત થાય ? આહ ! આ કેવી ખૂનના આંસૂ રડાવનારી વાત છે કે આ પુરુષો મરદાઇ અને પુરુષત્વથી વંચિત થઇ ગયા છે ! માલમ પડે છે કે આ પુરુષો નથી; બલકે પુરુષોના હરતા ફરતા પૂતળાઓ છે. કારણ કે મરદાઇ સખત અવાઝ, મૂંછો અને દાઢીનું નામ નથી; બલકે વ્યક્તિત્વ, રૂહ, ગયરત, પ્રભાવ અને પ્રતિભાનું નામ છે.

હે મર્દ હોવાના દાવેદારો ! શું આ મરદાઇ છે કે તમે લોકોને ખુલ્લી રજા આપી દો કે તેઓ તમારા ખાનદાનની સ્ત્રીઓ તરફ વિના સંકોચે નજર કરતા જ રહે અને તેમના સૌંદર્ય અને ખૂબસૂરતીની મજા માણતા જ રહે. જાણે કે આ સૌંદર્યમાં તમારો અને એમનો ભાગ છે ! જોઇતું તો આ હતું કે જ્યારે કોઇ તમારી સ્ત્રીઓને ગલત નજરોથી જુએ તો તમારી ગયરત અને શર્મની આગ ભડકી ઉઠે. તમારા ગુસ્સા અને ગઝબનો જવાળામુખી ફાટી પડે. શું પત્નીઓ, પુત્રીઓ અને કુટુંબની બીજી સ્ત્રીઓની ઇઝઝત અને આબરૂની હિફાઝતથી વધીને કોઇ પવિત્ર અને મહત્ત્વંત જવાબદારી હોઇ શકે છે ખરી ?

અફસોસ છે તે લોકો પર જેઓ પોતાની ઇઝઝત અને સ્થાનને ઓળખતા નથી. પોતાના હાથ નીચેના લોકોની દેખરેખ અને સંભાળ રાખતા નથી અને અલ્લાહ તઆલાએ સ્ત્રીઓની હિફાઝતની જે જવાબદારી એમને સુપ્રત કરી છે, તેને બજાવી લાવતા નથી.

મુસલમાનો ! બતાવો તો ખરા કે તમારી બુદ્ધિ, તમારી ગયરત અને હમિય્યતને આ શું થઇ ગયું છે કે તમારી આંખો સમક્ષ તમારી આ સ્ત્રીઓ દુરાચાર અને પાપાચારનો દેખાવ કરી રહી છે ? અલ્લાહ તઆલાનો આ ઇર્શાદ કેટલો સાચો અને સચોટ છે કે :

આંખો આંધળી હોતી નથી; પરંતુ દિલ જે છાતીઓમાં હોય છે તે આંધળા થઇ જાય છે.' (સૂ. હજ્જ, ૪૬)

તમારી આબરૂ પણ તમારી રૂહો જેવી જ છે; પરંતુ તમે આ દિશામાં ઘણી અતિશયોક્તિથી કામ લીધું છે, જરા વિચારો તો ખરા ?!

મુસલમાનો ! તમારી આ સ્ત્રીઓ ફિત્ના અને ફસાદની આ હદ સુધી માત્ર તમારા જ કારણે પહોંચી છે અને યાદ રાખો કે અલ્લાહ તઆલા તમારા કામોથી કદાપિ ગાફિલ અને બેખબર નથી. તેણે તમને સ્ત્રીઓના કામોના સરદાર અને રક્ષક તો એટલા માટે બનાવ્યા હતા કે તમે ઇસ્લાહ અને સુધારણા કરો; પરંતુ અફસોસ કે તમે તો ખરાબી અને બર્બાદી સર્જી છે. જરા ખુદાનો તો ખૌફ અને ડર રાખો !

મુસલમાનો ! અફસોસ કે તમે હિફાઝત અને દેખરેખની જવાબદારીને બજાવી ન લાવ્યા, ગુમરાહી અને ખરાબીને પ્રેરણા આપી અને જોખમ તથા ખતરાઓ પર સવાર થઇ ગયા. તમે પોતાના જ દિલોને હલાક કરી રહ્યા છો અને તમને એનું ભાન પણ નથી ! તમે અલ્લાહની વિરુદ્ધ બંડ

પુકારી રહ્યા છો અને તેના ક્રોધ અને કોપથી ડરતા નથી; બલકે તબાહી અને બર્બાદી તરફ વધતા જ ચાલ્યા જાઓ છો. શું પાછા નહિ ફરો ? અલ્લાહ તઆલા ફરમાવે છે :

'બેશક, જે લોકો પરહેઝગાર છે તેમને જ્યારે શયતાન તરફથી કંઇ વસવસો આવે છે, ત્યારે તેઓ (અલ્લાહની) યાદમાં લાગી જાય છે અને (દિલની આંખો ખોલીને) તેઓ જોવા લાગે છે.' (સૂ. અઅરાફ, ૨૦૧)

મુસલમાનો ! અલ્લાહની બીક રાખો અને અલ્લાહ તઆલાએ **"પુરુષો સ્ત્રીઓના સરદાર અને સત્તાધીશ છે"** ફરમાવીને જે જવાબદારી તમને સુપ્રત કરી છે તેને પૂરી કરો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પણ **"તમારામાંથી દરેક આદમી હાકિમ છે અને તેનાથી તેના હાથ નીચેના લોકો વિષે પૂછપરછ થશે"**- ફરમાવીને આખિરતની પૂછતાછનું ભાન કરાવ્યું છે, જેમ કે દરેક બાપથી તેની છોકરીઓ વિષે અને દરેક પતિથી તેની પત્ની વિષે પ્રશ્ન કરવામાં આવશે. એ જ પ્રમાણે દરેક માણસથી તેની અવલાદ; તેની તાબેદાર સ્ત્રીઓ અને તેના હાથ નીચેની દરેક વસ્તુ વિષે પૂછપરછ થશે. માટે હે મુસલમાનો ! પોતપોતાની જવાબદારીઓને ઓળખો અને સૌ અલ્લાહ તઆલાની ચોખટ પર ઝુકી જાવ. કામિયાબી અને સફળતાનું રહસ્ય એમાં જ છુપાયલું છે અને હમેશા આ આયતે કરીમહને પણ યાદ રાખો, કદી પણ જાણે અજાણે એને ન ભૂલો :

[ "અને (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ ઈમાનવાળી સ્ત્રીઓને પણ ફરમાવી દો કે પોતાની નજરને

નીચી રાખે અને પોતાના ગુપ્તાંગોની સંભાળ રાખે અને પોતાના શણગાર (ની જગાઓ)ને જાહેર ન થવા દે; પરંતુ તેમાંથી જે ભાગ (નું છુપાવવું અશકય હોવાથી) ખુલ્લા રહે છે અને તેણીઓને જોઇએ કે પોતાની ઓઢણીઓને પોતાના છાતીના ભાગ પર નાખી રાખે અને પોતાના શણગાર (ની જગાઓ)ને જાહેર ન થવા દે; પરંતુ પોતાના પતિઓ અથવા પોતાના પિતાઓ અથવા પોતાના પતિના પિતાઓ અથવા પોતાના છોકરાઓ અથવા પોતાના પતિના પુત્રો અથવા પોતાના ભાઇઓ અથવા પોતાના ભત્રીજાઓ અથવા પોતાના ભાણેજો સમક્ષ અથવા પોતાની (સહધર્મી) સ્ત્રીઓ અથવા પોતાની લોંડીઓ અથવા પુરુષોમાંથી તે કામકાજ કરનારાઓ સમક્ષ જેમનું શહવત તરફ કંઇ જ ધ્યાન ન હોય અથવા એવા છોકરાઓની સામે જે સ્ત્રીઓના ભેદની વાતોથી માહિતગાર નથી અને તેણીઓ (ચાલવામાં) પોતાના પગોને જોરથી મૂકે નહિ કે જેથી તેણીઓનું છૂપું ઘરેણું જણઇ આવે અને હે ઈમાનવાળાઓ ! તમે સૌ મળીને અલ્લાહની સામે તૌબા કરો કે જેથી તમે સફળતા પામો." ] – ભારત (સૂ નૂર, ૩૧)

અને અલ્લાહ તઆલાની આ ભયાનક ધમકીને પણ હંમેશા માટે યાદ રાખો :

"અને તે માણસથી વધુ અન્યાયી કોણ હશે જેને એના પાલનહારની આયતો દ્વારા નસીહત કરવામાં આવે તો તે મોઢું ફેરવી લે ? બેશક, અમે એવા ગુનેહગારોથી બદલો લેનાર છીએ". (સૂ. સિજદહ, ૨૨) ★







| સન હિ. ૧૪૧૫<br>સન ઈ. ૧૯૯૫ | મૂલ્ય ૯=૦૦ | આવૃત્તિ : પાંચમી<br>પ્રત : ૧૦૦૦ |
|---|---|---|